: पदार्थसंग्रहकाराः :

कर्मशास्त्रधुरीण-गच्छाधिपाऽऽचार्यदेव-श्रीमद्-विजयप्रेमसूरीश्वर-विनीत विनेय-प्रभावक-प्रवचनकार-पंन्यासप्रवर-श्रीभानुविजयगणिवर्य-विनेयमुनिवर्यश्री-धर्मघोषविजयान्तिषदो विद्वद्वर्य-गीतार्थमुनिश्री-जयघोषविजयाः, पंन्यासप्रवरश्री-भानुविजयगणिवर्य-विनेया मुनिश्री-धर्मानन्दविजयाः, गच्छाधिपतिविनीतविनेय-गीतार्थमूर्धन्य-पंन्यासप्रवर श्रीहेमन्तविजयगणिवर्य-विनेयमुनिराजश्री-ललितशेखरविजय-शिष्यरत्न मुनिवर्यश्री-राजशेखर-विजय-शिष्याणवो मुनिश्रीवीरशेखरविजयाश्च ।



: मूलगाथाकाराः :

प्राकृतविशारदा मुनिश्रीवीरशेखरविजयाः ।



: टीकाकारः संपादकश्च :—

पंन्यासप्रवरश्री-भानुविजयगणिवर्य-विनेयरत्न-द्रव्यानुयोगनदीष्ण-मुनिराजश्री-धर्मानन्दविजयविनेय-मुनि जयशेखरविजयः ।



: सहसंपादकाः :

विद्वद्- मुनिराजश्री-मित्रानन्दविजयाः

विद्वद्- मुनिराजश्री-जितेन्द्रविजयाश्च



— संशोधकाः —

कर्मशास्त्रविशारद गच्छाधिपति-श्रीमद्-विजयप्रेमसूरीश्वरपट्टप्रभावका-आगमप्रज्ञा ऽऽचार्यदेव-श्रीमद्विजयजम्बूसूरीश्वराः पदार्थसंग्रहकारमुनिप्रवराः सहसंपादकाश्च ।

First Edition
Copies 600.

DELUXE EDITION RS, 30
ORDINARY „ RS. 25

A.D. 1967.

/// ● ● ● ///

**AVAILABLE FROM :**

/// ● ● ///

1. BHARATIYA PRACHYATATTVA PRAKASHAN SAMITI,
C/o Shah Ramanlal Lalchandji,
135/37 ZAVERI BAZZAR,
BOMBAY-2.



2. BHARATIYA PRACHYATATTVA PRAKASHAN SAMITI,
C/o. Shah Samarathmal Rayachandji,
PINDWARA, [St. Sirohi Road]
( Rajasthan )



3, Shah Manarupji Achaldas,
2, Maskati Market,
Ahmedabad-2



4. Shah Ramanlal Vajechand,
C/o Dilipkumar Ramanlal,
Maskati Market,
Ahmedabad-2.



Printed by :
GYANODAYA PRINTING PRESS,
PINDWARA.
( St Sirohi Road, Raj. )

Acharyadeva-Shrimad-Vijaya-Premasurishwara-Karma-Sahitya-Granthmala
GRANTH No. 3

# BANDHA VIHANAM

MULA PAYADI

# HASAHANIIIII

[ Along with **"PREMA PRABHA"** commentary ]
By
GROUP OF DISCIPLES



Inspired and Guided by

His Holiness Acharya Shrimada Vijaya
**PREMASURISWARJI MAHARAJA**
the leading authority of the day
on Karma philosophy.



**Bhartiya Prachya Tattva Prakashana Samiti, Pindwara.**

# 卐 अनुक्रमणिका 卐

卐


| | | |
|---|---|---|
| १ | संपादकीय ... ... | 7–10 |
| २ | प्रकाशक की ओर से ... ... | 11–12 |
| ३ | ट्रस्टी मण्डल ... ... | 13 |
| ४ | प्रस्तावना ... ... | 14 15 |
| ५ | समर्पण ... ... | 16 |
| ६ | विषय-परिचय ... ... | 17–68 |
| ७ | विषयानुक्रमः ... ... | 69–76 |
| ८ | यन्त्राद्यनुक्रमः ... ... | 77–79 |
| ९ | अशुद्धि-संमार्जनम् ... ... | 80-82 |
| १० | 'ग्रन्थः सटीकः' ... ... | १–५९४ |
| ११ | परिशिष्टानि ... ... | ५९५–६१५ |




## दमणबन्दरमण्डण श्रीऋषभदेवभगवान



इस ग्रन्थरत्नके प्रकाशनमें द्रव्यसहाय दाता उदारचरित श्रेष्ठिवर्य नवलचन्द दीपचन्दके कुटुम्बकी
जन्मभूमि दमणबन्दरके जिनप्रासादमें विराजमान दर्शनीय प्रशान्त जिनबिम्ब.

# — सम्पादकीय —

सस्कृतभाषा ए गीर्वाणगिरा छे, देवभाषा छे. आजे सारा य विश्वने आ भाषा तरफ खूबज आकर्षण थयुं छे. प्राय दुनियानी महान गणाता विश्वविद्यालयोमां सस्कृतभाषाना प्राध्यापको सारी सख्यामां छे. महान वैज्ञानिको पण आ भाषाना अवतरणो आपवामां पोतानुं गौरव समजे छे. जर्मनीमां तो आकाशवाणी (Radio) द्वारा समाचार बुलेटीन सस्कृतभाषामां प्रसारण करवामां आवे छे आम आ भाषा विद्वद्-जगत-मां पोतानुं स्थान आंतरराष्ट्रीयभाषा तरीके जमावती जाय छे. आवा अवसरे कर्मसाहित्यनुं संस्कृतभाषामां थतुं नव-सर्जन सर्वक्षेत्रे आदरणीय अने एमां आश्चर्य नथी. आ भाषा पूर्वकाळथी व्याकरणना नियमो द्वारा सुसंबद्ध छे. तेथी काळनो कोळियो न थतां तद्रूपे रहेवाथी माद्य बने छे.

आम सर्वक्षेत्र-सर्वकालव्यापी एवी आ महान भाषामां आलेखन तथा संपादन करवुं ए मारा जेवा अल्पबुद्धिवाळा माटे महाभगीरथ कार्य हतुं. एटलुंज नहि बल्के चिरसमयसाध्य अने विघ्नाच्छादित पण हतु. परतु अनन्तउपकारी भवोदधितारक सिद्धान्तमहोदधि परमपूज्य आचार्यदेव श्रीमद् विजयप्रेमसूरी-श्वरजी महाराजानी कृपामयी आज्ञा, परमपावनी प्रेरणा अने भव्य मार्गदर्शननुं ज आ शुभ परिणाम छे. अन्यथा आ महान कार्य स्वप्नवत् बनी रहेत.

तर्कशास्त्र नव्यन्याय-प्राचीनन्याय-जैनन्याय-आलेखनपद्धति-संपादनशैली वगेरेनुं मारामां बीजाधान करनार मारा परमगुरुदेव-तपोनिधि-न्यायविशारद-प्रभावक-प्रवचनकार पंन्यासप्रवर भानुविजयजी महा-राजानो तथा सस्कृतभाषाना व्याकरण अने काव्य वगेरेनुं तलस्पर्शी अध्ययन करावनार स्व० वैराग्य-निधि पन्यास प्रवर पद्मविजयजी गणिवरनो अगण्य-अनुपम उपकार चिरस्मरणीय बनी रहेशे.

संपादननी विशेषता –

(१) ग्रन्थनुं अवगाहन सरळताथी थाय ए माटे मूळगाथाओ-टीकाग्रन्थ वगेरेना टाइपो भिन्न भिन्न पसंद करेला छे.

(२) मूळगाथाओनो क्रमसर अंक आपी तेनी टीकाना अन्ते पण ए नंबर आपवामां आव्यो छे.

(३) टीकाग्रन्थमां मूळगाथाना प्रतीको अेकवडा अवतरण चिन्हमां (' ' सिंगल इनवर्टेडकोमामां) राखी मोटा अक्षरो (बोल्ड टाइपो) मां आप्या छे.

(४) ग्रन्थ सहेलाई थी समजवा माटे यथास्थाने फकरा (पेरेग्राफ) पाडवामां आव्या छे.

(५) ज्यां ज्यां भावना, घटना, कार्यकारणभाव, विस्तार, व्याप्तिओ वगेरे बताववामां आव्या छे. त्यां त्यां 'इयमत्र भावना'– 'इयमत्र घटना' 'अयं हेतु'–'अयं भावः' वगेरे लख्यां छे. ज्यां ज्यां विशेषता होय त्यां मोटा अक्षरोमां तथा फकराओ पण पाडवामां आव्या छे.

(६) प्रमाण तरीके उद्धृत पाठो नाना अक्षरोमां लीधा छे. ज्यारे ग्रन्थ अने ग्रन्थकारोनां नामो मोटा अक्ष-रोमां लीधा छे तेथी वांचती वखते तरत ख्यालमां आवी जाय.

(७) ग्रन्थना संपूर्ण पदार्थो शीघ्र अने सरलताथी जाणवा माटे दरेक द्वारना अन्ते कोष्टक-यन्त्रनुं आलेखन करवामां आव्युं छे. आ यन्त्रोनी समजण जल्दीथी पडे ए माटे एमां पण नानामोटा अक्षरो छे, अने

સખ્યાઓ આંકડામાં લખી છે તેથી સંસ્કૃતભાષાના ન જાણનારને પણ સહેજે પદાર્થોનું જ્ઞાન થઈ શકે છે વળી ઓઘથી પ્રરૂપણા કોઠાઓની ઉપર લખેલ છે. અને આદેશથી કરેલ પ્રરૂપણાઓ મુખ્યત્વે કોઠાઓમાં છે એમાં પણ જ્યાં અપવાદો છે. ત્યાં તે ખાનામાં વિશેષચિહ્ન બતલાવી, નીચે પણ તે જ ચિહ્ન રાખી અપવાદ સૂચવ્યો છે. સસ્કૃતભાષાના જાણકારોને ટીકા વાંચ્યા બાદ યન્ત્ર જોયા પછી પુન સ્મૃતિ માટે ઘટનાઓ, ભાવના, હેતુઓ વગેરે જોવાં હોય તો યન્ત્રની અદર જ ગાથા નબર આપ્યો છે. તેથી વાંચકો એ નબરવાળી ગાથાની ટીકા કાઢી શીઘ્રતાથી ઘટના ભાવના વગેરે વાંચી શકે-આમ વાંચકોને પદાર્થનું જ્ઞાન વધુ સહેલાઈથી કેમ થાય ? એ રીતે જ યન્ત્રનુ માપ, ગોઠવણી, અને રજૂઆત કરવામાં બનતી ચોક્કસાઈ રાખવામાં આવેલ છે.

(૮) છેલ્લા 'અધ્યવસાયસમુદાહાર' નામના અધિકારમાં ગણિતવિભાગ સમજાવવા માટે અસત્કલ્પનાઓ-સ્થાપનાઓ-અઙ્કન્યાસ વગેરે બીજગણિતની પદ્ધતિથી પણ જણાવેલ છે.

(૯) ગ્રથના દરેક પાના (પેજ) પર તે તે પાનાનો વિષય લખવામાં આવ્યો છે અને જમણી બાજુ મથાળા (હેડિંગ) પર અધિકારનુ નામ તથા ડાબીબાજુ પ્રસ્તુતગ્રથનુ નામ સૂચવ્યુ છે

(૧૦) વિષયાનુક્રમ વિસ્તૃત બનાવ્યો છે અને અગત્યની અશુદ્ધિઓનું શુદ્ધિપત્રક આગળ રાખવામાં આવેલ છે. જેથી વાંચકવર્ગ પહેલેથી ગ્રન્થ સુધારીને વાંચી શકે.

**પરિશિષ્ટો—**

(i) આ ગ્રન્થની પ્રેમપ્રભાટીકામાં જે સાક્ષીગ્રંથો ઉદ્ધૃત કરવામાં આવ્યા છે તેના નામો અકારાદિક્રમથી દર્શાવ્યાં છે.

(ii) પ્રમાણતરીકે નિર્દિષ્ટ ગ્રન્થકારોનાં નામો જણાવ્યાં છે.

(iii) સપૂર્ણ 'બધવિહાણ' મહાન શાસ્ત્રના દરેક ગ્રથના ક્ષેત્ર અને સ્પર્શનાદ્વાર સુગમતાથી સમજાય તે માટે 'ક્ષેત્રસ્પર્શના પ્રકરણની' નવી રચના કરી પરિશિષ્ટ તરીકે લેવામાં આવેલ છે.

**વિષયપરિચય-**

નવોદિત જિજ્ઞાસુ વર્ગમાં આ ગ્રંથનો અભ્યાસ વધુ થાય અને ગ્રથનો મહિમા વધે એ માટે લોકગમ્ય ગુર્જરભાષામાં વિષયપરિચય આપવામાં આવ્યો છે. આ વાંચવાથી ગ્રથનું મુખ્ય હાર્દ સમજાય છે. ત્યારબાદ યત્રોમાં રહેલા સૂક્ષ્મ પદાર્થોનુ અવગાહન કરવાથી ગ્રન્થનો સારો બોધ થઈ જશે, એ નિર્વિવાદ હકીકત છે.

**ગ્રન્થ મુદ્રિત થયા પહેલા ઉપકાર સ્મૃતિ—**

પરમારાધ્યપાદ ભવોદધિતારક પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય આચાર્ય ભગવત શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાએ તો મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. આટઆટલી બુઝર્ગ વયે, નરમ તબિયતમાં પણ પ્રેસકૉપીનુ સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરી સુધારા વધારા સૂચવી મહાન ઉપકાર કર્યો છે.

પરમપૂજ્ય મુનિરાજ શ્રી ધર્મઘોષવિજયજી મહારાજાના વિદ્વાન શિષ્યરત્ન પરમપૂજ્ય મુનિરાજશ્રી જયઘોષવિજયજી મહારાજાનો તથા મારા પરમતારક ગુરુદેવશ્રી ધર્માનન્દવિજયજી મહારાજાનો ઉપકાર અવર્ણનીય છે તેઓ બન્ને અહર્નિશ નૂતન કર્મસાહિત્યના સર્જનની ચિંતા કરી રહ્યા છે, જીવનની સર્વમહત્ત્વાકાક્ષાઓ આ કાર્યના જ ચરણે સમર્પિત કરી દીધી છે. તેઓ વાચના આપવામાં સદા ઉદ્યત રહે છે મારા જેવો કદાચ પ્રમાદ કરે તો પોતે બોલાવી વાચના વગેરેનું પ્રદાન કરે છે. લખેલી ટીકાનું તેઓ બન્ને સાથે અવગા-

કન કરે છે. ત્યારબાદ તેઓ બન્ને અલગ અલગ શાન્તચિત્તે સૂક્ષ્મદ્દષ્ટિથી ફરી સશોધન કરી સુધારા વધારા સૂચવે છે અને એ સુધારા પર ચર્ચા કરી પદાર્થ નિર્ણય કરે છે એનું લખાણ થાય છે એ ફરી તપાસે છે ત્યારપછી લખાણ પ્રેસમાં જાય છે, પ્રૂફો શુદ્ધ થયા બાદ ફરી પદાર્થ વગેરેને સૂક્ષ્મદ્દષ્ટિથી તપાસે છે. આમ આ બન્ને મહાત્માઓનો લેખન અને સંપાદનમાં થયેલો ઉપકાર ભૂલાય એમ નથી

પરમ પૂજ્ય વિદ્વાન મુનિરાજશ્રી ગુણાનંદવિજયજી મહારાજ પ્રેસકૉપીના લગભગ ૧૦૦ પાના સુધી ટીકાની આલેખન પદ્ધતિ બતાવી તથા તેનું સશોધન કરી જે આત્મીયતા દેખાડી છે તે ચિરસ્મરણીય બની રહેશે.

આ સપૂર્ણ ગ્રથના સશોધન તથા સંકસપાદનમાં પરમપૂજ્ય વિદ્વાન મુનિરાજશ્રી મિત્રાનન્દવિજયજી મહારાજાનો તથા પરમ પૂજ્ય વિદ્વાન મુનિરાજશ્રી જિતેન્દ્રવિજયજી મહારાજાનો ફાળો અદ્વિતીય છે વળી હું પિંડવાડા હોવાથી પૂજ્ય જિતેન્દ્રવિજયજી મહારાજે પૂજ્ય જયઘોષવિજયજી મહારાજ અને મારા ગુરુદેવશ્રીની સૂચનાનુસાર અવસરે ટીકાંશને સુધારી યથાસ્થાને નવીન સુધારા પણ લખી મોકલ્યા હતા. માટે આ બન્ને મહાત્માઓનો હું ઋણી છું મૂળગાથાકાર વિદ્વાન મુનિરાજશ્રી વીરશેખરવિજયજી મહારાજે પ્રેસકોપી તથા પ્રૂફોમાં પદાર્થસશોધન કરી સારો ઉપકાર કર્યો છે.

વિદ્વાન મુનિરાજશ્રી રાજશેખરવિજયજી મહારાજે લગભગ સપૂર્ણ ગ્રથના પ્રૂફો વ્યાકરણદૃષ્ટિથી તપાસી આપ્યા હતા, અને પિંડવાડામાં ચાતુર્માસ સાથે હોવાથી મૂળલખાણ સાથે મેળવવા વગેરે અનેકકાર્યોમાં સારો સહયોગ આપ્યો છે.

પરમ પૂજ્ય વિદ્વાન મુનિરાજ શ્રી ધુરંધરવિજયજી મહારાજે નાદુરસ્ત તબિયત હોવા છતાં સંસ્કૃત-શ્લોકો બનાવી આપવામાં સારી આત્મીયતા દર્શાવી છે.

પરમ પૂજ્ય વિદ્વાન મુનિરાજશ્રી ચન્દ્રશેખરવિજયજી મહારાજ, વિદ્વાન મુનિરાજ શ્રી જગચ્ચન્દ્ર-વિજયજી મહારાજ, તથા વિદ્વાન મુનિરાજશ્રી ગુણરત્નવિજયજી મહારાજાનો ઉપકાર પણ કેમ ભૂલાય ? અવસરે અવસરે પ્રૂફ સંશોધન-સૂચના વગેરે કરી ઘણી સહાય કરી છે વળી મુનિરાજશ્રી જગચ્ચન્દ્રવિજયજી મહારાજે ત્રીજા પરિશિષ્ટ તરીકે 'ક્ષેત્ર સ્પર્શના પ્રકરણ'ની નવી રચના કરી ઉપકાર કર્યો છે અહીં વિદ્વાન મુનિરાજ શ્રી વિમલસેનવિજયજી મહારાજ પણ સ્મૃતિપથ પર આવ્યા વિના રહી શકતા નથી કેમકે તેઓએ શુદ્ધ પ્રેસકૉપી કરવામાં ઘણો સહકાર આપ્યો છે.

પરમપૂજ્ય તપસ્વી મુનિરાજશ્રી યોગીન્દ્રવિજયજી મહારાજ, મુનિરાજશ્રી હેતવિજયજી મહારાજ તથા મુનિરાજશ્રી વિનયવિજયજી મહારાજ પિંડવાડામાં ચાતુર્માસ સાથે હતા. તેઓશ્રીએ સપાદનકાર્યમાં વધુ વેગ આવે તે માટે બીજી બધી જવાબદારી પોતાના શિરે લઈ સારો એવો સહયોગ આપ્યો હતો.

ગ્રન્થ મુદ્રિત થયા પછી—

પરમ પૂજ્ય ભવોદધિતારક સિદ્ધાન્તમહોદધિ આચાર્ય ભગવન્ત શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહા-રાજાના ઉપકારો અગણિત છે, તેમાં ય વળી છાપેલા ફર્મા વાંચી શુદ્ધિપત્રક કરી એક વધુ મહાન્ ઉપકાર કર્યો છે. આગમપ્રજ્ઞ પરમપૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય જમ્બૂસૂરીશ્વરજી મહારાજે છાપેલા બધા ફર્મા શોધી મને ઉપકૃત કર્યો છે

મ્હેસાણા જૈન શ્રેયસ્કર મંડળ પાઠશાળાના પ્રાધ્યાપક સુશ્રાવક પુખરાજજી, વઢવાણનગરની શ્રી

जीवणभाई अन्नजीभाई जैन संस्कृत पाठशाळा ना अध्यापक सुश्रावक अमुलखभाई ए पण फर्माओ वांची भूलो काळजीथी सुधारी श्रुतभक्तिनो अपूर्व लाभ लीधो छे.

उपर्युक्त सर्वे पूजनीय आचार्यादि मुनि भगवंतो, सुश्रावक अध्यापको तथा शेष जे कोई पण महात्माओए आ ग्रन्थना लेखन के संपादनना कार्यमां अनन्तर के परम्पराए सहाय करी होय ते, सर्वेनो हुं हृदयथी आभारी छुं, अने आ ग्रन्थनी प्रशस्ततानो सर्वयश तेमने समर्पी यत्किञ्चित् कृतार्थता अनुभवुं छुं.

अन्ते आ ग्रंथनुं संशोधन तथा शुद्धिपत्रक अनेक विद्वानमुनिराजो तथा पंडितवर्य सुश्रावको पासे कराव्युं छे छतां दृष्टिदोष, प्रेसदोष के छद्मस्थता वश रही गयेल भूलोनो हुं वारवार मिच्छामि दुक्कडं आपुं छुं, अने वाचक वर्गने नम्र विनंती करुं छुं के जे कांई भूल देखाय ते मने जणाववा अनुग्रह करे.

सर्वे भव्यात्माओ आ ग्रंथना पठनपाठनद्वारा विपुल कर्मनिर्जरा प्राप्त करी अन्ते शाश्वत सुख अनुभवे अेज शुभाभिलाषा.............

लि०

श्री तपगच्छ अमर जैनशाळा
टेकरी
खंभात
संवत २०२३ ज्येष्ठ वदि १३ बुधवार

भवोदधितारक पूज्यपाद आचार्यदेव श्रीमद् विजय प्रेमसूरीश्वरजी महाराजश्रीना शिष्यरत्न प्रवचनप्रभावक तपोनिधि
पू० पंन्यास प्रवर श्री भानुविजयजी गणिवर्यना शिष्यरत्न-
पू०मुनिवर्यश्री धर्मानन्दविजयजी नो शिष्य मुनि
**जयशेखरविजय**



सकलागमरहस्यवेदि सूरिपुरन्दर-बहुश्रुतगीतार्थ-परमज्योतिर्विद् परमगुरुदेव



परमपूज्य आचार्यदेवेश श्रीमद्‌विजयदानसूरीश्वरजी महाराजा

# प्रकाशक की ओर से

"श्रेयांसि बहुविघ्नानि" इस उक्ति से शुभ कार्यों की सफलता में विघ्नप्रचुरता की संभावना होते हुए भी देवगुरु की असीम कृपा व प्रबलपुण्य के प्रकर्ष से इस उक्ति को अन्यथा करते हुए हम भारतीय प्रा० त० प्र० समिति के कार्यवाहक प्रचुर प्रमोदभर मेदुर हुए हैं। हमारी समिति द्वारा गतवर्ष (१) खवगसेढी व (२) ठिइबंधो दो विशालकाय ग्रन्थों का चिरस्मरणीय प्रकाशन समारोह अहमदावाद में हुआ और विद्वज्जनता ने इन ग्रन्थों का हार्दिक अभिनन्दन किया। 'खवगसेढी' और "ठिइबंधो" में किये गए हमारे निवेदनानुसार यह तीसरा ग्रन्थ **'मूलपयडि रसबंधो'** और ४ चौथा ग्रन्थ **'मूलपयडी पएसबन्धो'** स्योत्तमांगन्यस्तमुकुलितकरकुड्मल हम विद्वत्समाज के करकमल में अर्पण करते हैं।

ग्रन्थ की छपाई आदि में अर्थ व्यय आवश्यक होता है। इस ग्रन्थ की छपाई के व्यय के न्यौछावर की तौर पर दमणनिवासी श्रेष्ठिवर्य **स्व० नवलचंद दीपचंद** के सुपुत्र **स्व० चम्पकलाल नवलचंद** व **सोभागचंद नवलचन्द** की ओर से १००००) दशहजार रुपये का उदार दान मिला है। दाताओं को कोटिशः धन्यवाद।

स्व० श्रीयुत् **चंपकलाल** द्वादश व्रतधारी श्रावक थे। आपका शास्त्रबोध भी काफी था। आपने अपने जीवन में न केवल श्रीवर्धमान आयंबिलतप उपधानतप वगैरह तपश्चर्या ही की थी किन्तु अपनी सन्तानों में पारलौकिक पाथेय तुल्य श्रीधर्म का सिंचन भी पर्याप्त किया था जिसके फलस्वरूप आपकी सुपुत्री बालब्रह्मचारिणी **जशवंतीबहन** (अब साध्वीजी म० **श्रीहर्षप्रभाश्रीजी**) ने १९ वर्ष की युवानी में ही विद्यमान सांसारिक भोगसामग्री और उनकी आशाओं का अन्त करके परम कल्याणकारिणी पारमेश्वरी प्रव्रज्या अंगीकार की थी। स्वर्गस्थ के सुपुत्र **प्रबोधचन्द्र** में भी धार्मिक संस्कार अनायास दृष्टिगोचर होते हैं। आपका व आपके कुटुंबका धार्मिक जीवन सराहनीय और अनुसरणीय है। आपने वर्षों तक श्री दमण जैनमन्दिरजी का कारोबार पूर्णभक्ति व चतुराई से सम्हाला था व युवानी में ही आजीवन चतुर्थव्रत अंगीकार किया था।

श्रीयुत् **सोभागभाई** अत्यन्त मिलनसार व्यक्ति हैं। आपकी धार्मिकता व नैतिकता की सौरभका जिन्हें भी अनुभव हुआ मुक्तकण्ठ से तारीफ किए बिना नहीं रहे। अनीति एवं आरंभद्वारा उपार्जित लक्ष्मी की लालच में आप शायद ही आते हैं। अर्थोपार्जन के सलाहकार आपके सम्पर्क में नाकामयाब ही रहते हैं। आपकी न्याय सम्पन्नता अनुकरणीय है। आपने और आपकी धर्मपत्नी अ० सौ० **कुसुमबहन** ने ज्ञानपञ्चमी वर्धमानतप अट्ठाई आदि तपश्चर्या भी की है, आप दोनों इनदिनों नवकार मन्त्र के

नौलाख जाप की आराधना कर रहे हैं। आप चार सुपुत्र और एक सुपुत्री के संस्कारी पिता हैं। आपकी संतानों में आधुनिक शिक्षा के साथ सदाचार व आस्तिकता पर्याप्त झलकती है। आपकी बडी बहन (हाल **महानन्दाश्रीजीने**) प्रव्रज्या अंगीकार की है। एवं सांसारिक नाते से उनके दो पुत्र व चार पुत्रियों ने भी वात्सल्य मूर्ति माता का अनुकरण किया है। ज्येष्ठ पुत्र पू० मुनिश्री **धर्मानन्दविजयजी म०,** आप इस कर्मसाहित्य के पदार्थ संग्रहकार हैं। लघुपुत्र पू० मुनिश्री **जयशेखरविजयजी म०** इस ग्रन्थकी टीका आपने ही लिखी है।

पाश्चात्यों का प्रबलसहवास रहने पर भी भारतभूमि की आध्यात्मिकता ज्यों की त्यों ओझल में सदा की भांति सजीव रही हैं। इसी के फलस्वरूप कर्मसाहित्य जैसे द्रव्यानुयोग के साहित्य का सर्जन व प्रकाशन आजभी सुलभता से हो रहा है। दाता का द्रव्य व हमारा परिश्रम भी तब ही सफल हुआ है जब कि निस्पृह शिरोमणि सिद्धान्तमहोदधि कर्मसाहित्यनिष्णात परमपूज्य आचार्यदेव श्रीमद् **विजयप्रेमसूरीश्वरजी** महाराज साहब ने अपने प्रशिष्यों द्वारा सर्जित साहित्य को मुद्रित करवाने हेतु हमें सुपुर्द किया। अतः करोडों वंदनपूर्वक पूज्यश्री का एहसान प्रगट करते हैं। इस साहित्य प्रासाद निर्माण के स्तम्भभूत, ग्रन्थ में गुम्फित पदार्थों (तत्त्वों) के संग्रहकार महात्मा, मूलग्रन्थ की प्राकृत गाथाओं के रचयिता व विशाल और सुबोध टीका के लेखक महात्मा को भक्त्या नतमस्तक वंदन करते हैं व करोडों धन्यवाद के साथ एहसान मानते हैं। यतः इस साहित्यरथ के वृषभस्थानीय आपही हैं।

परमतपस्वी न्यायविशारद पू० पं० भानुविजयजी गणिवर के शिष्य पूज्यमुनिश्री**जितेन्द्रविजय**जीने अपना अमूल्य समय देकर प्रस्तावना लिखी है। आपका उपकार किन शब्दों में व्यक्त करें!

इस ग्रन्थ का मुद्रण हमारी संस्था के निजी **ज्ञानोदय प्रेस पिन्डवाड़ा (राज०)** में हुआ है प्रेस के मैनेजर ब्यावर निवासी श्रीयुत् **फतहचन्दजी जैन** (हालावाले) व **अन्य कर्मचारी** भी इस अवसर पर याद आए विना नहीं रहते, जिनकी आत्मीयता से संस्था प्रकाशन कार्य सुचारु रूप से कर रही है। लक्ष्मीनन्दनों से तो कुछ भी नहीं कहना है क्योंकि उन्हें तो मातृस्थानीय लक्ष्मी माँ के अधीन ही जीना है अतः पूंजीपतियों से प्रार्थना है कि इस ज्ञान यज्ञ रूप हमारे साहित्य प्रकाशन के कार्य में तन मन धन का सदा की भांति सहयोग प्रदान करते रहें।

भवदीय

(i) पिण्डवाड़ा
स्टे० सिरोहीरोड (राजस्थान)
(ii) १३५/३७ जौहरी बाजार
बम्बई—२

शा० समरथमल रायचन्दजी (मंत्री)
शा० शान्तिलाल सोमचंद (माणाभाई) चोकसी (मन्त्री)
शा० लालचन्द छगनलालजी (मन्त्री)
**भारतीय प्राच्य तत्त्व प्रकाशन समिति**

# आज हमारी समिति का ट्रस्टी मण्डल

# * प्रस्तावना *

लेखकः—पूज्य मुनिराज श्री जितेन्द्रविजयजी महाराज

"साधवः शास्त्रचक्षुषः" न्यायविशारद महामहोपाध्याय तार्किकतृणतर्णक वादिगजकेसरी श्रीमद् यशोविजयजी महाराज फरमाते हैं कि साधुपुरुष केवल चर्म-चक्षु से नहीं, शास्त्रचक्षु से देखते हैं।

पानी में शक्कर पडी है या उसमें नमक घुला पडा है। इसे गरूडकी चक्षु भी परख न पाएगी यतः चक्षु रंगको जान सकती है न कि रसको भी। इसी तरह इस चराचर विश्व में ऐसी अनेकानेक चीजें हैं जिन्हें विना सर्वज्ञ के जानना केवल मुश्किल ही नहीं अशक्य भी है। दुष-मानुभाव से अपने यहाँ इन दिनों सर्वज्ञ का सर्वथा अभाव है। फिरभी २५०० वर्ष पूर्व सर्वज्ञ प्रभु महावीर द्वारा उपदिष्ट तत्त्व महाव्रतधारी आचार्यादि की परम्परा से आज भी हमें उपलब्ध हैं। कर्मसाहित्य सर्वज्ञ कथित तत्त्वान्तर्गत है।

ग्रन्थकार—प्रस्तुतग्रन्थ "मूलपयडिरसबन्धो" बन्धविधान महाशास्त्र का एक अवयव है। मूलग्रन्थ व टीका में प्रतिपादित पदार्थों (तत्त्वों)का कुशाग्रधिया संकलन आगम-छेद-प्रकरणादि ग्रन्थों के ज्ञाता विद्वान् पूज्य मुनिराज श्री जयघोषविजयजी महाराज और पूज्य मुनिराज श्री धर्मानन्दविजयजी महाराज तथा मूलग्रन्थकार मुनिराज श्री वीरशेखर विजयजी महाराज ने किया है। ग्रन्थ के प्राकृतश्लोक के निर्माता परमगीतार्थ पू० प० हेमन्तविजयजी गणिवर के विनेय मुनिश्री ललितशेखर वि० म० के शिष्य न्याय-व्याकरण-साहित्य-रसिक मुनिराज श्री राजशेखर विजयजी म० के शिष्य प्राकृत विशारद मुनिश्री वीरशेखरविजयजी म० हैं। विद्वान् मुनिश्री जयशेखरविजयजी म० ने इस ग्रन्थकी संस्कृत टीका लिखी है, आप पूज्य मुनिश्री धर्मानन्द वि० म० के (सांसारिक लघुबन्धु) शिष्य हैं। इन महात्माओं से मेरा व्यक्ति-गत घना सम्पर्क है।

ग्रन्थका विषयः इस ग्रन्थ में कर्मकी ज्ञानावरणादि आठमूल प्रकृतिओं के रस का विशदवर्णन है। जिसका कुछ खयाल संस्कृतभाषाके अनभिज्ञों को भी विषय परिचय पढने पर आ सकेगा। गिर्वाणगिराके अभिज्ञ विद्वान् तो ग्रन्थावगाहन से ही जिज्ञासा की निवृत्ति करें।

संज्ञि (मनवाले) प्राणियों को मनकी प्राप्ति पूर्वोपार्जित पुण्य से होती है। एकेन्द्रियसे-असंज्ञी पञ्चेन्द्रिय तक की आत्माओं को तथाविध व्यक्त मन नहीं मिला है। विश्वमें ये व्यक्तमनरहित प्राणी अनन्तानन्त हैं। समनस्क (मनवाले) प्राणी विश्व में इन मनरहित प्राणिओं की अपेक्षा अनन्तभागमात्र हैं।

"मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः"। कर्मबन्ध की भांति कर्म से मुक्ति पाने में भी मनकी सहाय अपेक्षित है।

शुभयोग में संलग्न मन ही कर्म से मुक्ति पाने में सहायक बन सकता है। सर्वज्ञ कथित तत्त्वों के प्रतिपादक ग्रन्थों का पठन पाठन शुभतम योग है। इस ग्रन्थ में सर्वज्ञ कथित पदार्थों का प्रतिपादन है। अतः पठन पाठन द्वारा यह ग्रन्थ चित्त प्रसाद व तद्द्वारा कर्मों से मुक्ति पाने (निर्जरा) का परम साधन है।

ग्रन्थावलोकन मूलग्रन्थ प्राकृतभाषा और मुख्यवृत्या आर्याछन्द में है। टीकाकार ने ग्रन्थकी टीका संस्कृत में विशद और सरल शैली में लिखी है।

जहां भी ग्रन्थ का भाव समझने में कुछ कठिनाई सी प्रतीत हुई है वहाँ वहाँ टीका में 'कुत एतदवसीयते' 'कुतः' 'इति चेत्' 'ननु' इत्यादि द्वारा प्रश्न उठाकर उत्तर दिया है। पदार्थ को अधिक समझाने के लिए 'इयमत्र भावना' 'एतदुक्तं भवति'-आदि द्वारा सरल और विस्तृत वर्णन जगह जगह पर कर के ग्रन्थ समझने में सरलता की गई है-चरमाधिकार (अध्यवसाय समुदाहाराधिकार) में प्रतिपादित विषय को समझाने हेतु गणित का सहारा लेकर विषय को सरल बनाने का प्रयत्न किया है। आधुनिक गणित, असत्कल्पना और अंकस्थापना द्वारा भी पदार्थ को सरल किया गया है, फिर भी गणित के स्वल्प अभ्यास वालों को गुरुगमकी अपेक्षा रहेगी ही ऐसा मेरा अनुमान है। टीका में वर्णित पदार्थों के नवनीततुल्य यन्त्रों की भी ग्रन्थ में प्रचुरता प्रत्यक्ष हुई है, जिनकी संख्या ७२ करीब है। मूलग्रन्थ की प्राकृत गाथाएँ ७८५, संस्कृतटीका करीब १७००० सत्तरह हजार श्लोक प्रमाण है।

अथ स्वाध्यायरसिकाः सानुनयं प्रार्थ्यन्ते साद्यन्तग्रन्थावगाहनायेति



# समर्पण

जे महापुरुषे संसारसमुद्रमां डूबता एवा मने बचाव्यो संयमनौकामां बेसाड्यो, ए नौकाना पोते सुकानी बनी प्रमादादि खडकोथी मारुं रक्षण कर्युं । जेओए रागद्वेषपावकमांथी उद्भवती विकल्पज्वालाओथी थता अन्तर्दाहने कृपारसना सिंचनथी उपशान्त कर्यो, अने अनन्तना प्रवास-माटे ज्ञानदर्शनचारित्ररूप महाकल्याण पाथेय तथा अद्भूत प्रशान्तरसनुं पान आप्युं ।

वळी जेओनी परमकृपा, प्रबलप्रेरणा अने प्रकृष्ट प्रभावथी आ ग्रन्थनुं सर्जन संपादन मारा जेवो पामर करी शक्यो, ते परमतारक परमाराध्यपाद परमप्रभावक कल्याणमूर्ति कर्मशास्त्रनिष्णात सिद्धान्तमहोदधि सुविशालगच्छाधिपति प्रगुरुमह आचार्यभगवन्त...............

## श्रीमद् विजयप्रेमसूरीश्वरजी महाराजाना

पावन करकमलमां........

चरणसेवक जयशेखरविजय

આ ગ્રન્થસર્જનના પ્રેરક, માર્ગદર્શક અને સંશોધક–



સિદ્ધાંતમહોદધિ સુવિશાલગચ્છાધિપતિ સંઘકૌશલ્યાધાર કર્મશાસ્ત્રરહસ્યવેદી શાસનશિરતાજ

**પરમપૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજા**

# વિષય પરિચય

**પીઠિકા:–** રસ શબ્દમાં જ એવું ગૂઢતમ બળ છે. કે જે સાંભળતાં જ કાન ઊંચા થઇ જાય છે. હૈયું હેલે ચઢે છે, મન નાચી ઉઠે છે અને જીભમાં પાણી છૂટે છે. વિશ્વમાં તમામ ક્ષેત્રે રસની પ્રધાનતા દેખાય છે. જેમકે ફળ ગમે તેટલું આકર્ષક હોય પરંતુ જો એમાંથી રસે રીસામણાં લીધા હોય તો તે ફળ પ્રિય બનતું નથી. પરસેવાના પાણી વહેવડાવી તૈયાર કરેલી રસોઈનો આધાર પણ રસ ઉપર જ છે. અને તેથી જ જમનારાનાં મુખમાથી પ્રશંસાના ફૂલો સહજ વેરાઈ જાય છે. "કેવું રસદાર (Taste ful) ભોજન?" કાવ્યોમાં પણ રસની રમઝટ જામી હોય તો જ કાવ્ય ચમત્કૃતિવાળું કહેવાય છે. સિનેમા, નાટક, ભાષણ કે વ્યાખ્યાન વગેરેમાં પણ હાઉસ ફૂલ (House full) ત્યારે જ થાય છે કે જ્યારે તેમાં રસની રેલમછેલ હોય

એવું કયું ક્ષેત્ર છે કે જ્યાં રસની સાર્વભૌમતા ન હોય? ખેતરમા ખેતી કરતા ખેડૂતથી માંડી રાષ્ટ્રનું અનુશાસન કરનાર રાષ્ટ્રપતિ સુધી રસની ઉજ્જવલ યશોગાથા નિરંતર ગવાઈ રહી છે. આ બધા રસોનું મહત્ત્વ તે રસના હિસાબે કશુ જ નથી કે જે રસનો નિર્દેશ અમે આ ગ્રંથમાં કરી રહ્યા છે. કેમકે સર્વક્ષેત્રે રહેલા રસોને રસિકતાનું દાન કરનાર પ્રદાતા કાર્મિક રસાણુઓ છે. તેથી જ તે રસાધિરાજ કે રસેશ્વર ગણાય.

તે કાર્મિક રસાણુ વિશ્વનો ભાગ્ય વિધાતા છે. તેની જો ખફા મરજી થઈ તો આપણને તે દુખની ખીણમાં ધકેલી દે છે. અને જો મહેરબાની થઇ તો સુખના હિંડોળે હીંચોળે છે. એટલે જ કાર્મિક રસાણુના બે પાસા છે. એક છે વિશ્વને ત્રાસરૂપ એની પાશવી તાકાતનું અને બીજું છે વિશ્વને આશીર્વાદરૂપ દૈવી તાકાતનું આ બન્ને પાસાને શાસ્ત્રીય પરિભાષામાં પાપ અને પુણ્ય કહેવાય છે. અથવા અશુભરસ અને શુભરસ કહેવાય છે.

વિશ્વનું સંચાલન આજ પાપ પુણ્યના ગણિતના આધારે ચાલે છે. પ્રતિકૂળતા, પ્રતિપળ ભય, ત્રાસ, ચિંતા, દુ ખ અને નિરાધારતા, એ આત્મ પ્રદેશો પર બાઝેલા પાપકર્મના રસાણુઓની માઠી અસરનુ પરિણામ છે. જ્યારે અનુકૂળતા, નિર્ભયતા, નિશ્ચિતતા, સુખ અને હૂંફ એ પુણ્યકર્મના રસાણુઓની શુભ અસરનું પરિણામ છે આમ પુણ્ય પાપની બે આંખોના ઇશારે વિશ્વનું તંત્ર ચલાવનાર કર્મ અથવા તે કર્મનો રસ એક મહાસત્તાધીશ છે.

આપણે જે કાઈ મનથી વિચારીએ છીએ, વચનથી ઉચ્ચારીએ છીએ, કાયાથી આચરીએ છીએ અને વાયુમંડળમાં શ્વાસોચ્છ્વાસનું જે આદાનપ્રદાન કરી રહ્યા છીએ તેમાં પણ કાર્મિક રસાણુઓની જ જાદુઈ કરામત છે. ચક્રવર્તિ કે ઈન્દ્ર જેવા ગમે તેટલા મોટા

બળવાન કેમ ન હોય? તેઓ ભલે અડોલગિરિશૃંગને પણ હચમચાવી શકતા હોય, અમાપ અગાધ એવા મહાસાગરને પણ ભુજાથી તરવા શક્તિમાન હોય અને અનંત એવા આકાશમાં સ્વેચ્છાએ વિહરી શકવા પણ સમર્થ હોય પરંતુ અંતે તો તેઓ અતિસૂક્ષ્મ એવા ભીષણ કાર્મિક રસાણુની તાકાતની તુચ્છ પેદાશ રૂપ જ છે. એવું આ જીવસૃષ્ટિમા કશું જ નથી કે જ્યાં કાર્મિક રસાણુઓએ પોતાની વિપાકશક્તિરૂપ તેજ છાયા પાથરી ન હોય. જળમાં રહેનાર કોઈ લઘુતમ જળજંતુ હોય કે મહાકાય મગરમચ્છ હોય, સ્થળ પ્રદેશ પર રહેતી કોઇ કીડી હોય કે હિમાલય જેવડો હાથી, હોય, અથવા કોઈ કાળા અક્ષરને કુટી મારે એવો અભણ ગામડીઓ હોય કે ભેજાબાજ મહાન વૈજ્ઞાનિક હોય, ગગનમાં વિહરનાર કોઈ પંખેરું હોય કે આજનો અવકાશયાત્રી હોય આમ સહુ કોઈમાં કાર્મિક રસાણુઓની ગણિતાત્મક ગોઠવણી જ સદા કામ કરતી હોય છે.

**કર્મ:** આ કર્મને સાંખ્ય વગેરે દર્શનો કરતાં જૈનદર્શન કઈ કઇ વિશિષ્ટતાવાળું સ્વીકારે છે? અને એ રીતે કર્મને માનવાથી વિશ્વની કેટલીયે સમસ્યાનો ઉકેલ શી રીતે આવી શકે છે? કર્મને મૂર્ત જ માનવાથી ઉદયાદિ કેવી રીતે ઘટી શકે છે? અને જો મૂર્ત માનવામાં ન આવે તો કેટકેટલી અસંગતિઓ આવી પડે છે? કર્મની સિદ્ધિ કયા કયા પ્રકારે થઈ શકે? કર્મના મૂળ ભેદો અને ઉત્તરભેદો કેટલા અને તેનું સ્વરૂપ શું? વગેરેનું સુંદર વર્ણન કર્મ સબંધી અનેક ગ્રંથોમાં કરેલ છે. તેથી અહીં આપણે વિશ્વમા પુદ્ગલો કેવી રીતે રહેલાં છે? એમાં કાર્મણવર્ગણાના પુદ્ગલો કર્મ સ્વરૂપ ક્યારે બને છે? બંધ વગેરે કેવી રીતે થાય છે? બંધના પ્રકારો કેટલા? એમાં રસબંધની મુખ્યતા શાથી? રસબંધનું સ્વરૂપ શુ? કાર્મિક રસાણુની ઉત્પત્તિ વગેરે કેવી રીતે થાય છે? વગેરેનો વિચાર કરી આ ગ્રંથના વિષયનો પરિચય કરીશું.

આ વિશ્વ છૂટા છૂટા પરમાણુઓથી માંડી * ઔદારિકાદિ ૨૬ વર્ગણાઓનાં પુદ્ગલોથી ઠાંસી ઠાંસીને ભરેલું છે. વિશ્વનો એક પણ પ્રદેશ એવો નથી કે જ્યાં પુદ્ગલની લીલા ન

*વિશ્વમા રહેલા અચેતન દ્રવ્યોમા રૂપ, રસ, ગધ અને સ્પર્શવાળા પ્રત્યેક દ્રવ્યોને પુદ્ગલ દ્રવ્યો કહેવાય છે આ પુદ્ગલદ્રવ્યો એક પરમાણુ, બે પરમાણુ, ત્રણ પરમાણુ, ચાર પરમાણુ એમ ઉત્તરોત્તર એકેક પરમાણુ વધતા યાવત્ કેટલાક અસખ્યાતપરમાણુઓનાં બનેલા અને કેટલાક અનંતપરમાણુઓના બનેલા હોય છે આમા પરમાણુઓ એટલે જેના બે વિભાગ પણ ન થઈ શકે તેવા અવિભાજ્ય પુદ્ગલ-દ્રવ્યો છે, જ્યારે બે ત્રણ વગેરે પરમાણુઓથી બનેલા દ્વચણુક, ત્ર્યણુક વગેરે પુદ્ગલદ્રવ્યો વિભાજ્ય પુદ્ગલ-દ્રવ્યો છે. આ પરમાણુ સિવાયના દ્વચણુક ત્ર્યણુક વગેરે અનન્તાણુક સુધીના દરેક દ્રવ્યોને સ્કન્ધ કહેવાય છે આ સ્કન્ધોમાથી અમુક ચોક્કસ સખ્યાના પરમાણુવાળા સ્કન્ધોને **ઔદારિકવર્ગણા** વગેરે વર્ગ-ણાઓ કહેવાય છે, આ વર્ગણાઓ શાસ્ત્રોમા ૨૬ પ્રકારની કહી છે. તે ઉત્તરોત્તર અધિક અધિક પરમાણુ-ઓવાળા સ્કન્ધોની હોય છે. તેમાથી અહી જીવને ઉપયોગી ઔદારિકથી માડી કાર્મણ સુધીની વર્ગણાઓ, અને તેમાં, આવતા સ્કન્ધો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી કેટલા પરમાણુઓના બનેલા હોય છે તે નીચેના કોષ્ટકથી જાણી શકાશે.

હોય. એ પુદ્ગલો જ્યારે અનંતપ્રદેશી એટલે કે અનંત પરમાણુઓ ભેગા થઈ એક સ્કંધ રૂપે બનેલા હોય, અને તે સ્કંધ જઘન્યથી અંગુલના અસંખ્યભાગપ્રમાણ અસંખ્ય

| ક્રમ | વર્ગણાનું નામ | જઘન્યથી કેટલા પરમાણુ હોય | ઉત્કૃષ્ટથી કેટલાં પરમાણુ હોય ? |
|---|---|---|---|
| ૧ | ઔદારિક અગ્રાહ્ય વર્ગણા | ૧ પરમાણુ | અભવ્યથી અનતગુણ એવી સિદ્ધના અનતમા ભાગ વાળી સખ્યા જેટલા. |
| ૨ | **ઔદારિક વર્ગણા (ગ્રાહ્ય)** | ઉપરનીવર્ગણાનાઉત્કૃષ્ટ+ ૧ પરમાણુ | સ્વજઘન્ય+સ્વજઘન્યનો અનતમોભાગ |
| ૩ | વૈક્રિય અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, ×અનત † |
| ૪ | વૈક્રિય વર્ગણા (ગ્રાહ્ય) | ,, ,, + ,, | ,, ,, +સ્વજઘન્યનો અનતમો ભાગ |
| ૫ | આહારક અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, ×અનત |
| ૬ | આહારક વર્ગણા (ગ્રાહ્ય) | ,, ,, + ,, | ,, ,, +સ્વજઘન્યનો અનતમો ભાગ |
| ૭ | તૈજસ અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, ×અનત |
| ૮ | તૈજસ વર્ગણા (ગ્રાહ્ય) | ,, ,, + ,, | ,, ,, +સ્વજઘન્યનો અનતમો ભાગ |
| ૯ | ભાષા અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, ×અનત |
| ૧૦ | ભાષા વર્ગણા (ગ્રાહ્ય) | ,, ,, + ,, | ,, ,, +સ્વજઘન્યનો અનતમો ભાગ |
| ૧૧ | ઉચ્છ્વાસ અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, ×અનત |
| ૧૨ | ઉચ્છ્વાસ વર્ગણા (ગ્રાહ્ય) | ,, ,, + ,, | ,, ,, +સ્વજઘન્યનો અનતમો ભાગ |
| ૧૩ | મન અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, ×અનત |
| ૧૪ | મન વર્ગણા (ગ્રાહ્ય) | ,, ,, + ,, | ,, ,, +સ્વજઘન્યનો અનતમો ભાગ |
| ૧૫ | કાર્મણ અગ્રાહ્ય વર્ગણા | ,, ,, + ,, | ,, ,, ×અનત |
| ૧૬ | કાર્મણ વર્ગણા (ગ્રાહ્ય) | ,, ,, + ,, | ,, ,, +સ્વજઘન્યનો અનંતમો ભાગ |

૧૭ મી વગેરે વર્ગણાનાં નામ આ પ્રમાણે છે (૧૭) ધ્રુવાચિત્તવર્ગણા, (૧૮) અધ્રુવાચિત્તવર્ગણા, (૧૯) પ્રથમ શૂન્યવર્ગણા, (૨૦) પ્રત્યેકશરીરવર્ગણા, (૨૧) દ્વિતીય શૂન્યવર્ગણા, (૨૨) બાદરનિગોદ વર્ગણા, (૨૩) તૃતીય શૂન્યવર્ગણા, (૨૪) સૂક્ષ્મનિગોદવર્ગણા, (૨૫) ચતુર્થ શૂન્યવર્ગણા, (૨૬) અચિત્ત-મહાસ્કન્ધ. આ વર્ગણાઓનુ વિશેષસ્વરૂપ કર્મપ્રકૃતિ વગેરે ગ્રન્થોથી જાણી લેવુ અહી 'વિષય-પરિચય' મા ઔદારિક વગેરે વર્ગણાને સમજવા આટલુ પર્યાપ્ત છે

આ ૧૬ વર્ગણાઓમા બીજી, ચોથી, છટ્ઠી વગેરે વર્ગણાઓ કે જે વર્ગણાઓના સ્કન્ધોમાથી મનુષ્ય વગેરેના ઔદારિકશરીરો, દેવ વગેરેના વૈક્રિયશરીરો, પૂર્વધરમુનિઓના પ્રસંગવશાત્ બનાવાતા આહારકશરીરો વગેરે બનતા હોઈ તે વર્ગણાઓ ઔદારિકાદિવર્ગણાઓ (ઔદારિકાદિ ગ્રાહ્ય વર્ગણાઓ) કહેવાય છે જ્યારે ઔદારિકાદિ તે તે વર્ગણાના પૂર્વ પૂર્વની પહેલી, ત્રીજી, પાચમી વગેરે વર્ગણાઓમા રહેલા સ્કન્ધોમાથી ઔદારિકાદિ શરીર નહિ બની શકતા હોવાથી તે પહેલી ત્રીજી વગેરે ઔદારિકઅગ્રાહ્ય, વૈક્રિયઅગ્રાહ્ય વગેરે નામવાલી વર્ગણાઓ કહેવાય છે

†અહીયા ગુણક અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધના અનન્તમા ભાગ જેવડો છે એ પ્રમાણે નીચે પણ જ્યા– 'અનત' કહ્યુ છે ત્યા ગુણક અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધોના અનન્તમા ભાગ જેવડો સમજવો.

આકાશપ્રદેશને વ્યાપીને રહેલો હોય ત્યારે તે જીવને ગ્રહણુયોગ્ય બને છે. ૨૬ વર્ગણાઓ-માંથી જીવ ગ્રહણ કરી શકે એવી ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, ભાષા, ઉચ્છ્વાસ, મન અને કાર્મણ એમ આઠ વર્ગણા છે. જ્યારે જીવ કાર્મણ વર્ગણા ગ્રહણ કરે છે ત્યારે તે કર્મ કહેવાય છે.

આ લોકમાં સર્વત્ર કાર્મણ વર્ગણાઓ હોવા છતા તે વર્ગણાઓ પોતાની મેળે આત્માના પ્રદેશો સાથે ચોંટતી નથી, જેવી રીતે લોઢાનો સ્વભાવ અયસ્કાન્તમણિ (લોહચુંબક)ને વળગી જવાનો છે, પરંતુ લોઢા સામે અયસ્કાન્તમણિનુ વિશિષ્ટ આકર્ષણ હોય તો જ લોઢું અયસ્કાન્તમણિને વળગે છે તેવી જ રીતે કાર્મણવર્ગણા યોગબળરૂપ આકર્ષણથી આત્માને વળગે છે. જેમ અયસ્કાન્તમણિમાં લોઢાને ખેંચવાની કુદરતી શક્તિ છે અને લોઢામાં ખેંચાવાની લાયકાત છે, તેમ આત્મામા યોગબળથી કાર્મણવર્ગણાને ખેંચવાની શક્તિ છે. અને કાર્મણ-વર્ગણામાં ખેંચાવાની લાયકાત છે. બે વસ્તુઓમાં એકનો ખેંચવાનો અને બીજાને ખેંચાવાનો સ્વભાવ હોય તો જ બે વસ્તુઓનો સંબંધ થઈ શકે છે એ જ ન્યાયે કાર્મણ-વર્ગણાઓ જીવને ચોંટી શકે છે. વસ્તુઓના આવા સ્વભાવો કૃત્રિમ નથી પણ કુદરતી હોય છે. કાલ્પનિક નહિ પણ વસ્તુસત્ છે. જેવી રીતે તેલવાળા શરીર પર ધૂળની રજકણો અત્યંત ગાઢ રીતે ચોંટી જાય છે તેવી જ રીતે રાગાદિ કષાયોની ચિકાશથી સ્નિગ્ધ થએલા જીવને યોગથી ગ્રહણ થતી કાર્મણવર્ગણાઓ ગાઢ રીતે વળગે છે. આત્મપ્રદેશો જે આકાશ-પ્રદેશોમાં છે તે આકાશપ્રદેશોની બહાર રહેલી વર્ગણાઓ આત્માને વળગતી નથી પણ જે આકાશપ્રદેશમાં આત્મા છે તે જ આકાશ પ્રદેશોમાં રહેલી કાર્મણવર્ગણાઓ આત્માને વળગે છે. તે વર્ગણાઓ આત્મા સાથે દૂધ અને પાણીની જેમ મળી જાય છે તપાવેલા લોઢામાં જેમ અગ્નિ વ્યાપીને રહે છે, તેમ આત્મપ્રદેશો સાથે આ વર્ગણાઓ વ્યાપીને રહે છે. આને **કર્મબંધ** કહેવાય છે.

## કર્મબંધના મુખ્ય ચાર ભેદો

બંધ વખતની આત્માની કષાયાદિ પરિણતિને અનુસારે આત્મા સાથે જોડાઇ રહેલા કાર્મણવર્ગણાના પુદ્ગલોમાં અનેક પ્રકારની વિશેષતાઓ ઉત્પન્ન થાય છે તેમાંની ચાર મુખ્ય વિશેષતાઓને આશ્રીને એક જ સમયે થયેલો તે બંધ ચાર પ્રકારનો કહેવાય છે.

### (૧) પ્રકૃતિબંધ (૨) સ્થિતિબંધ (૩) રસબંધ અને (૪) પ્રદેશબંધ

**પ્રકૃતિબંધ :**–કાર્મણવર્ગણાના પુદ્ગલો આત્મા સાથે બદ્ધ થવાથી કર્મરૂપે બને છે. તે જ વખતે તે કર્મોના દલિકોમાં (અણુઓમાં) જ્ઞાનાદિગુણોને આવરવાનો સ્વભાવ ઉત્પન્ન થાય છે. જેમકે કેટલાંક કર્મદલિકોમાં આત્માના જ્ઞાન ગુણને, જ્યારે કેટલાંક દલિકોમાં દર્શનગુણ વગેરેને આવરવાનો સ્વભાવ ઉત્પન્ન થાય છે આમ સ્વભાવનું નિયમન થવુ, તે પ્રકૃતિબંધ.

## મુખ્ય કર્મપ્રકૃતિઓ આઠ છે

**(૧) જ્ઞાનાવરણીય કર્મપ્રકૃતિ (૨) દર્શનાવરણીયકર્મપ્રકૃતિ (૩) વેદનીય કર્મપ્રકૃતિ (૪) મોહનીય કર્મપ્રકૃતિ (૫) આયુકર્મપ્રકૃતિ (૬) નામકર્મપ્રકૃતિ (૭) ગોત્રકર્મપ્રકૃતિ (૮) અંતરાય કર્મપ્રકૃતિ.** આ મુખ્ય આઠ સ્વભાવના (પ્રકૃતિઓના) અવાંતર ભેદો અસંખ્યાતા છે પણ તેનો સંગ્રહ ૧૫૮ ભેદોમા કરવામાં આવે છે. આને ઉત્તરકર્મપ્રકૃતિઓ કહેવામાં આવે છે. આ ઉત્તરપ્રકૃતિભેદોના નામ, વ્યાખ્યા વગેરે **કર્મવિપાક** નામના પ્રથમ કર્મગ્રંથમાથી જાણી લેવા.

જગતમાં છૂટી રહેલી (જીવ સાથે બદ્ધ ન થએલી) કાર્મણવર્ગણામાં જીવના જ્ઞાનાદિ ગુણોને ઢાંકવાનો–આવરવાનો સ્વભાવ નથી પરંતુ જ્યારે જીવના કષાયાદિથી તે કર્મરૂપે પરિણત થાય છે ત્યારે જ તેમાં વિલક્ષણ શકિત ઉત્પન્ન થાય છે અને કર્મરૂપે બનેલાં તે પુદ્ગલો જ જીવના ગુણોને આવરવા શક્તિશાળી બને છે આપણે પ્રતિદિન આપણા જીવનમા જોઇએ છીએ કે જે આહારાદિના પુદ્ગલો લઈએ છીએ તેઓનું પરિણમન થતાં તેમાંથી સાત ધાતુઓનું નિર્માણ થાય છે. આ સાત ધાતુઓ કંઈ બહારના અનાજ વગેરેના ઢગલાઓમાં દેખાતી પણ નથી, પરંતુ જીવ જ્યારે તે અનાજને ગ્રહણ કરી પરિણમાવે છે ત્યારે જ તેમાંથી સાત ધાતુઓ બને છે. જગતના વૈજ્ઞાનિકો અનાજના ઢગલાઓમાં ગમે તે બાહ્ય રસાયણિક પ્રક્રિયા કરે તો પણ શરીરને યોગ્ય લોહીનું એક ટીપું પણ બનાવી શકતા નથી અને તેથી મોટા મોટાં શહેરોમાં બ્લડ બેંકની (Blood-bank ) જરૂર પડે છે. આ ઉપરથી સમજી શકીશું કે જીવના પરિણામથી કાર્મણવર્ગણા-માંથી કર્મરૂપે પરિણત થયેલ કાર્મણપુદ્ગલો આત્માના ગુણોને આવરે તેમાં કોઈ નવીનતા કે આશ્ચર્ય નથી.

**સ્થિતિબંધ :** આઠે કર્મનો સ્વભાવ નક્કી થવાના સમયે તે કર્મોનું કાળમાન પણ નક્કી થાય છે. તેને સ્થિતિબંધ કહેવાય છે. તાત્પર્ય કે જ્ઞાનાદિને આવનાર કર્મો આત્મપ્રદેશો સાથે કેટલા કાળ સુધી રહેશે તેનો આધાર સ્થિતિબંધ ઉપર છે.

**પ્રદેશબંધ :** આયુષ્ય વિના સાત અને આયુષ્ય સાથે આઠ કર્મ બંધાય છે. તે પ્રમાણે ગ્રહણ થતાં કર્મદલિકોના સાત કે આઠ વિભાગ થાય છે તેમાં જ્ઞાનાવરણ ખાતે અમુક કર્મદલિકો દર્શનાવરણ ખાતે અમુક કર્મદલિકો એમ દરેક કર્મના દલિકોનું પ્રમાણ નક્કી થવું તે પ્રદેશબંધ.

**રસબંધ :** આ ગ્રંથનુ શુભ નામ 'રસબંધ' તે વાચકોથી અજ્ઞાત નથી જ. એ રસબંધ શું છે? ગ્રહણ કરાતાં કર્મપુદ્ગલોમા જ્ઞાનાદિગુણોને રોકવાના તે તે સ્વભાવને અનુસારે

જીવ ઉપર અનુગ્રહ કે ઉપઘાત કરવાનું સામર્થ્ય નક્કી થાય છે અર્થાત્ એની શુભાશુભ ફળ આપવાની શક્તિનો નિર્ણય થાય છે તે **રસબંધ.**

કાર્મણવર્ગણાના પુદ્ગલોમાં સ્વાભાવિક રસ છે તે અલ્પ છે તે જીવને અનુગ્રહ કે ઉપઘાત કરવા અસમર્થ છે પણ કષાયથી પરિણત થયેલો જીવ પ્રત્યેક કર્માણુમા સર્વજીવથી અનંત ગુણો રસ ઉત્પન્ન કરે છે અને તે જીવને અનુગ્રહ અને ઉપઘાત કરવા સમર્થ બને છે જેમ વસ્તુનું અનુગ્રહ કરવાનુ સામર્થ્ય વધુ તેમ તેની કિંમત વધુ અંકાય, જેમ વસ્તુનું ઉપઘાત કરવાનુ સામર્થ્ય ઓછુ તેમ તે વધુ સારી ગણાય. આની સમજ માટે આપણા વ્યવહારમા નિત્ય વપરાતી ચીજોમાથી એક સૂંઠનું દૃષ્ટાંત જોઈએ સૂંઠનો ગુણ વાયુ હરવાનો, જઠરાગ્નિ પ્રદીપ્ત કરવા વગેરેનો છે તેથી જ્યારે સૂંઠની જરૂર હોય ત્યારે આપણે બજારમાં સૂંઠ લેવા જઈએ છીએ બજારમાં વિવિધ પ્રકારની સૂંઠ વેચાતી હોવા છતા અમુક આકારની, અમુક સ્થાનમા ઉત્પન્ન થયેલી સૂંઠની જ વધુ કિંમત ગણીએ છીએ તમામ પ્રકારની સૂંઠ ઉપર કહેલ ચિકિત્સા માટે જ બજારમા વેચાય છે. તેમ છતાં એક જ સ્વભાવવાળી તે સૂંઠમાં પોતાની અસર કરવામા વધુ શક્તિવાળી સૂંઠ જ વધુ કિંમતી ગણાય છે. તેવી જ રીતે શુભકર્મોનો રસ જેમ વધુ તીવ્ર તેમ જીવને અનુગ્રહ (સુખરૂપ ફળ) વધુ કરે છે. અશુભકર્મોનો રસ જેમ વધુ મંદ તેમ જીવને ઉપઘાત (દુ:ખરૂપ ફળ) ઓછો કરે છે, તેથી સારો ગણાય.

યોગના નિમિત્તથી, ગુણસ્થાનકોના અનુસારે, યથાસંભવ જ્ઞાનાવરણાદિ મૂળ આઠ પ્રકૃતિઓ તથા મતિજ્ઞાનાવરણાદિ ઉત્તર પ્રકૃતિઓનો બંધ થાય છે અને કષાયને અનુસારે એમા ન્યૂનાધિક શક્તિનું નિર્માણ થાય છે. આ ન્યૂનાધિક શક્તિને રસ અથવા અનુભાગ કહેવાય છે. જ્ઞાનાવરણાદિ પ્રત્યેક કર્મમા સ્વભાવ–પ્રકૃતિને અનુસાર અનુભાગ–શક્તિ પડે છે તેથી પ્રકૃતિબંધને સામાન્ય અને રસબંધને વિશેષ કહી શકીએ. જો કે જ્ઞાનાવરણમાં પણ મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ વગેરે વિશેષ છે. તો પણ ફળ આપવાની શક્તિના તારતમ્યની અપેક્ષાએ સામાન્ય જ છે અર્થાત્ પ્રકૃતિબન્ધમાં જ્ઞાનાદિ રોકવાની શક્તિ પ્રાપ્ત થઈ છે પણ એ શક્તિ ક્યા કેટલી પ્રાપ્ત થઈ છે આ વિશેષતા રસબન્ધથી જ પ્રાપ્ત થાય છે જીવ કર્મોને શુભરૂપે યા અશુભરૂપે ભોગવશે તેમા મુખ્ય કારણ વર્તમાનમાં થતો રસબંધ છે બાંધેલો શુભાશુભ રસ જ શુભાશુભ ફળ દેખાડે છે. અને રસબન્ધનું મુખ્ય કારણ કષાય છે. તેથી જ કર્મબન્ધના મિથ્યાત્વાદિ સર્વકારણોમા કષાયને મુખ્ય કારણ કહ્યુ છે. કષાયથી સ્થિતિ અને રસ બન્નેનું નિર્માણ થતુ હોવાથી કર્મબંધમાં (૧) સ્થિતિબંધ, (૨) રસબન્ધની મુખ્યતા કહી શકાય

સ્થિતિબન્ધમાં વિવક્ષિત (કોઇ એક ચોક્કસ) કર્મનો સંબંધ જીવની સાથે કેટલા

કાળ સુધી રહે છે, તેનો વિચાર છે અને રસબન્ધમાં વિપાક વખતે જીવને કેટલી માત્રામાં અર્થાત્ તીવ્ર કે મંદપણે ફળ આપે છે અને જ્ઞાનાદિ ગુણો ઉપર તેની કેવી અસર થાય છે તેનો વિચાર કરવામાં આવ્યો છે. આ હકીકત ટાઇમ બોંબના (Time-bomb) દૃષ્ટાંતથી ખૂબ જ સ્પષ્ટ રીતે સમજાશે. ટાઈમબોમ્બમાં મુખ્ય બે વસ્તુ દૃષ્ટિગોચર થાય છે (૧) નિયત સમયે (અમુક કાળે) વિસ્ફોટન અને (૨) વિસ્ફોટનના સમયે કેટલી માત્રામા આંદોલનો ઉત્પન્ન કરશે. અર્થાત્ તેની સંહારક શક્તિ કેટલી છે તે–આ બે વસ્તુ કર્મમાં પણ ઘટે છે. કર્મ પણ નિયત કાળે આત્માથી અલગ થશે. અને જે સમયે અલગ થશે તે સમયે એક વિશેષ પ્રકારની ચોક્કસ માત્રામા કમ્પનો ઉત્પન્ન કરીને આત્માથી અલગ થશે કર્મના આ વિસ્ફોટન સમયને શાસ્ત્રીય પરિભાષામાં **ઉદયકાળ** કહેવાય છે.

કર્મના અણુને ટાઇમ બોમ્બની ઉપમા આપીને તેના ઉદયકાળને વિચારી લઇએ કર્મના ઉદય બે પ્રકારના છે. **વિપાકોદય** અને **પ્રદેશોદય.** કર્મમાં જે રસ છે તે જ પ્રમાણે રહે અને જો કર્મ ઉદયમાં આવે તો તેને **વિપાકોદય** કહેવાય, જ્યારે એ રસ ઉદય સમયે અન્ય કર્મના રસરૂપે પરિણામ પામીને ભોગવવામાં આવે તો તેને **પ્રદેશોદય** કહેવાય છે. રસ પૂર્વકના કર્મનો ભોગ એ હીરોશીમા ઉપર પડતો અમેરિકન એટમબોમ્બ, જે પોતાનો સંપૂર્ણ પરચો બતાડી દે છે પણ જો એ બોમ્બને ફોડવા પૂર્વે જ તેના અંદરના તાર છૂટા પાડી દેવામાં આવે તો બોમ્બ અકબંધ રહેવા છતા તે ફુસ થઈ જાય છે. પ્રદેશોદયથી ભોગવાતું કર્મ પણ આવા ફુસ થઈ ગયેલા બોમ્બ જેવું છે. જેનો ઉદય આત્મા ઉપર કશી અસર નીપજાવી શકતો નથી.

આ વાત સમજવા બીજું પણ એક દૃષ્ટાત લઈએ. એક જીભનો રસીયો જીવ કેરીનો રસ ખૂબ પી જાય છે. પછી તેને ખૂબ આફરો ચડે છે. એ વખતે જો સૂંઠનો ફાકો મારે તો આફરાનું દુંખ મટી જાય અને કેરીના પુદ્ગલો એમને એમ મળ વાટે નીકળી જાય, સૂંઠ ન લે તો વાતવિકાર દૂર ન થતાં ભારે ત્રાસ થાય. કર્મનો રસ પણ આત્મવિકાર છે, તેને જો વિશુદ્ધિ વગેરેથી જો દૂર કરી દેવામા આવે તો તે રસનો અનુભવ થતો નથી પણ કેવલ કર્મ દલિકો પ્રદેશોદયથી જ ભોગવાઈ જાય છે અન્યથા ભારે પરચો બતાડી જાય.

આ પ્રસ્તુત ટાઇમ બોમ્બમા બીજી રીતે વિચારીએ તો બીજી બે વસ્તુ પણ આપણી નજરે પડે છે એક તો બોમ્બનો સ્વભાવ એટલે કે વિવિધ સંહારક દ્રવ્યો વરસાવવા, બીજી વસ્તુ એ કે તેનુ વજન આદિ, અર્થાત્ તે બોમ્બ સો રતલી છે પાચસો રતલી છે કે હજાર રતલી છે વગેરે આ બે વસ્તુ કર્મમા પણ ઘટાવી શકાય છે જેમકે અમુક કર્મમા જ્ઞાનને આવરવાનો સ્વભાવ, અમુક કર્મમા દર્શનને રોકવાનો સ્વભાવ હોય છે એને કર્મસિદ્ધાતની પરિભાષામા **પ્રકૃતિ** કહેવાય એમ જ્ઞાનાવરણ દર્શનાવરણ વગેરે આઠે કર્મોમાં અમુક ચોક્કસ સંખ્યામા દલિકોની જે વહેચણી–વિભાજન થવું તે કર્મસિદ્ધાંતની પરિભાષામાં **પ્રદેશ**

કહેવાય છે. આ બન્ને પ્રકારનો બંધ યોગથી થાય છે.

એક ક્ષણના રાગાદિ સંક્લિષ્ટપરિણામથી જીવ અસંખ્યકાળ સુધી ચાલે એવા અને કટુવિપાકવાળા કર્મો ઉપાર્જે છે. માટે જ જ્ઞાનીઓ વારંવાર કહે છે કે– "**બંધ સમયે ચિત્ત ચેતીયે રે, શ્યો ઉદયે સંતાપ સલુણા**"! હે મહાનુભાવો ! કર્મના બંધ વખતે જ ચિત્તને ઠેકાણે રાખો, મનોમંદિરમાં કષાય પિશાચને પેસવા જ ન દો, હૃદયપટ પર એની કાળી રેખાય ન પાડો, આત્મપ્રદેશો પર એ કર્મોનું ગાઢ ધુમ્મસ ન છવાય તેની કાળજી રાખો. જો ગફલતમાં રહ્યા તો સમજી રાખો કે તે કર્મપિશાચ એવો છે કે પોતાના રસાણુઓ રૂપી લાતોના પ્રહારથી સુવર્ણના હીંચોળે ઝૂલનાર શહેનશાહને પણ એક કાચી સેકન્ડમાં દુઃખના ઊંડા ખાડામાં ધકેલી દે, તેથી જ જ્ઞાનીઓનો વારંવાર એક જ સારભૂત ઉપદેશ છે કે નિરંતર સમતા કુંડમાં જ ઝીલો તો કાર્મિક રસાણુઓની તાકાત સાવ ક્ષીણ થાય છે. કેમકે સમતાભાવ એ વજ્રમય ધાતુ છે. એ કાર્મિક રસાણુના હાર્દને ચીરી નાખે છે. સમતાભાવના સતત અભ્યાસથી દિવ્ય તેજોવર્તુલ ઉત્પન્ન થાય છે તેથી તેની આસપાસ કર્મપંખેરાઓ કદી ફરકી શકતા નથી.

આપણે ઉપર જણાવી ગયા કે કર્મપુદ્‌ગલોમાં રહેલા સ્વાભાવિક રસ કરતા કષાય-પરિણામથી ઉત્પન્ન થતો રસ અનંતગુણો છે અને આત્મા સાથે ચોંટેલા પ્રત્યેક કર્મપ્રદેશ (કર્માણુ) ઉપર તે ગણિતાત્મક પ્રક્રિયાથી ગોઠવાય છે. એમાં સૌથી અલ્પરસાણુઓવાળા સરખા કર્માણુઓની એક **વર્ગણા** (જથ્થો) થાય છે. પછી એકેક રસાણુઓ અધિક એવી અન્તરરહિત વર્ગણાઓ બને છે. તે વર્ગણાઓના સમૂહને **સ્પર્ધક** કહેવામા આવે છે. આવા અનંતા સ્પર્ધકોનું એક **રસસ્થાન** થાય છે એક અધ્યવસાયથી આવા એક રસસ્થાનનું નિર્માણ થાય છે આ અધ્યવસાયો વિવિધ પ્રકારના છે. અને અસંખ્યલોકાકાશના પ્રદેશો જેટલા છે તેથી રસબંધસ્થાનો પણ તેટલી સંખ્યામા છે આ અવિભાગ, વર્ગણા, સ્પર્ધકો, રસસ્થાનો વગેરેનુ વિસ્તારથી વિવેચન **અધ્યવસાય સમુદાહાર** નામના આ ગ્રંથના છેલ્લા અધિકારમાં કર્યું છે.

આ રસબંધમાં કારણભૂત રાગાદિનો પરિણામ (અધ્યવસાય) કષાયમોહનીય કર્મના તેવા તેવા ન્યૂનાધિક રસોદયના સંવેદનથી, લેશ્યાથી, જ્ઞાનાવરણીયાદિ કર્મના ઉદયથી અને યોગ વગેરેની વિચિત્રતાથી ગર્ભિત એક પ્રકારના આત્માના પરિણામ રૂપ છે કહ્યું છે કે "કષાયના આધારે સ્થિતિબંધ અને લેશ્યાના આધારે રસબંધ થાય છે." આ લેશ્યા સાથે કષાય પણ હોય છે એમાંય સમાનસ્થિતિ અસંખ્ય કષાય–અધ્યવસાયોથી બંધાય છે એક કષાય-અધ્યવસાયમા તરતમતાવાળા અસંખ્ય લેશ્યાપરિણામ હોય છે તેથી જ એ એક કષાય-અધ્યવસાયને અનુસારે બંધાતી એક કર્મસ્થિતિમા લેશ્યાની તરતમતાના કારણે અસંખ્ય રસબંધના સ્થાનો છે.

અહીં એક કષાયોદયસ્થાનમા રહેલા લેશ્યાના અસંખ્ય પરિણામો સમજવા માટે સ્થૂલ દૃષ્ટાંત જોઈએ. ઘેરા કાળા રંગની અનેક વસ્તુઓ હોવા છતાં એકની કાળાશમાં કાંઇક ચમક (Light) વધારે હોય છે, બીજાની કાળાશમાં કાંઇક ઓછી ચમક હોય છે. આમ અનેક તરતમતાઓ દેખાય છે. વળી સરખા સફેદ રંગના મોતીમાં પણ પાણી (તેજ) ની અપેક્ષાએ અનેક તરતમતાઓ ઝવેરીઓ પારખી શકે છે, એ જ રીતે કષાયઅધ્યવસાયમાં પણ લેશ્યાપરિણામના લીધે અનેક પ્રકારની તરતમતાઓ રહેલી છે જે રસબંધમાં કારણભૂત ગણાય છે.

આ અધ્યવસાયના આધારે બંધાતા કર્મનું ગણિત એવું છે કે સંક્લેશ (કષાયની ચઢતી માત્રા) જેમ વધારે હોય તેમ અશુભકર્મની સ્થિતિ લાંબી અને રસ ઉગ્ર (તીવ્ર) બંધાય, તેમજ શુભપ્રકૃતિની સ્થિતિ લાંબી અને રસ મંદ બંધાય. એથી ઉલ્ટું વિશુદ્ધિ (કષાયની ઉતરતી માત્રા) જેમ વધારે તેમ શુભકર્મની સ્થિતિ ઓછી અને રસ તીવ્ર બંધાય. અશુભ કર્મની સ્થિતિ અને રસ બન્નો ઓછા બંધાય. અહીં એટલું ધ્યાન રહે કે શુભ આયુષ્યને છોડી બાકીના શુભ કર્મની પણ લાબી સ્થિતિ અશુભ છે કેમકે સંક્લેશથી બંધાય છે.

શુભાશુભકર્મના રસની અનંતી કક્ષાઓ છે પરંતુ જ્ઞાનીઓએ અનંતી રસ-કક્ષાઓનો સમાવેશ સ્થૂલપણે ચાર કક્ષામાં જ કરી લીધો છે. તે આ રીતે-(૧) મંદ (Dilute) (૨) તીવ્ર (Concentrated) (૩) તીવ્રતર (More concentrated) અને [૪] તીવ્રતમ (Most concentrated). આ અનુક્રમે એકસ્થાનિક રસ, દ્વિસ્થાનિકરસ, ત્રિસ્થાનિકરસ, અને ચતુઃસ્થાનિકરસ કહેવાય છે. આનું વિસ્તૃત વર્ણન સંજ્ઞાદ્વારમાં કરીશું.

કર્મબંધ વખતે જ જ્ઞાનાવરણીયાદિ કર્મોનાં રસસ્થાનોનું પણ ચોક્કસ રીતે નિર્માણ થઈ જાય છે. કર્મની જેટલી સ્થિતિ હોય તેનો **અબાધાકાળ** (કર્મનો અભોગ્યકાળ) છોડી પ્રત્યેક સમયની સ્થિતિના દલિકોમાં આ રસસ્થાનની રચના (નિષેકો) થાય છે.

## બન્ધવિધાન મહાશાસ્ત્ર :

ચારે પ્રકારના કર્મબંધની પ્રક્રિયાનું દિગ્દર્શન કરાવતું હોવાથી આ મહાનશાસ્ત્રનું નામ **બંધવિધાન** સાર્થક છે. ચારે પ્રકારના બંધની અપેક્ષાએ તે શાસ્ત્ર ચાર ખંડમાં વિભાજિત થયું છે, ૧. પ્રકૃતિબંધ ૨. સ્થિતિબધ ૩. રસબંધ અને ૪ પ્રદેશબંધ પ્રસ્તુત રસબંધ ગ્રંથ બંધવિધાન મહાશાસ્ત્રના ત્રીજા ખંડના પ્રથમ ભાગરૂપે છે. કર્મનો રસ બંધની અપેક્ષાએ બે પ્રકારનો હોય છે. ૧. મૂલ પ્રકૃતિ રસબધ ૨. ઉત્તરપ્રકૃતિ રસબંધ. કર્મની જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય વગેરે મૂલ આઠ પ્રકૃતિઓ છે. કર્મબધ વખતે આઠ પ્રકૃતિઓને જે રસ પ્રાપ્ત થાય તે **મૂલ પ્રકૃતિ રસબંધ** અને એની ઉત્તર પ્રકૃત્તિઓને જે રસ પ્રાપ્ત થાય તે **ઉત્તર પ્રકૃતિ રસબંધ** કહેવાય છે આ ગ્રંથમાં મૂલ પ્રકૃતિ રસબંધનું વિવેચન છે. તેથી એનું નામ **મૂલ પ્રકૃતિ રસબધ** છે.

## આ ગ્રંથના પાંચ અધિકાર :

૧. પ્રથમ અધિકાર ૨. ભૂયસ્કાર અધિકાર ૩. પદનિક્ષેપ અધિકાર ૪. વૃદ્ધિ અધિકાર ૫. અધ્યવસાયસમુદાહાર અધિકાર. તે દરેકના ક્રમસર* ૧૮, ૧૩, ૩, ૧૩ અને ૨ અનુયોગ-

### અધિકારો અને તેના દ્વારોના નામ

| ૧ પ્રથમાધિકાર | ૨ ભૂયસ્કાર૦ | ૩ પદનિક્ષેપ૦ | ૪ વૃદ્ધિ૦ | ૫ અધ્યવસાય૦ |
|---|---|---|---|---|
| ૧૮ દ્વારો | ૧૩ દ્વારો | ૩ દ્વારો | ૧૩ દ્વારો | **સ્થાન** |
| ૧ સંજ્ઞા | ૧ સત્પદ | ૧ સત્પદ | ૧ સત્પદ | ૧ અવિભાગ |
| ૨ પ્રત્યય | ૨ સ્વામિત્વ | ૨ સ્વામિત્વ | ૨ સ્વામિત્વ | ૨ વર્ગણા |
| ૩ વિપાક | ૩ કાલ | ૩ અલ્પબહુત્વ | ૩ કાલ | ૩ સ્પર્ધક |
| | (એક જીવાશ્રિત) | | (એક જીવાશ્રિત) | ૪ અંતર |
| ૪ પ્રશસ્તાપ્રશસ્ત | ૪ અંતર | | ૪ અંતર | ૫ સ્થાન |
| | (એક જીવાશ્રિત) | | | ૬ કંડક |
| ૫ સ્વામિત્વ | ૫ ભંગવિચય | | ૫ ભંગવિચય | ૭ ષટ્સ્થાન |
| ૬ સાદ્યાદિ | ૬ ભાગપ્રરૂપણા | | ૬ ભાગપ્રરૂપણા | ૮ અધસ્તન |
| ૭ કાલ | ૭ પરિમાણ | | ૭ પરિમાણ | ૯ વૃદ્ધિ |
| (એક જીવાશ્રિત) | | | | ૧૦ સમય |
| ૮ અંતર | ૮ ક્ષેત્ર | | ૮ ક્ષેત્ર | ૧૧ યવમધ્ય |
| (એક જીવાશ્રિત) | | | | ૧૨ ઓજોયુગ્મ |
| ૯ સંનિકર્ષ | ૯ સ્પર્શના | | ૯ સ્પર્શના | ૧૩ પર્યવસાન |
| ૧૦ ભંગવિચય | ૧૦ કાલ | | ૧૦ કાલ | ૧૪ અલ્પબહુત્વ |
| ૧૧ ભાગપ્રરૂપણા | (અનેક જીવાશ્રિત) | | (અનેક જીવાશ્રિત) | **જીવસમુદાહાર** |
| ૧૨ પરિમાણ | ૧૧ અંતર | | ૧૧ અંતર | ૧ એક સ્થાનપ્રમાણ |
| ૧૩ ક્ષેત્ર | (અનેક જીવાશ્રિત) | | (અનેક જીવાશ્રિત) | ૨ સાન્તર ,, ,, |
| ૧૪ સ્પર્શના | ૧૨ ભાવ | | ૧૨ ભાવ | ૩ નિરન્તર ,, ,, |
| ૧૫ કાલ | ૧૩ અલ્પબહુત્વ | | ૧૩ અલ્પબહુત્વ | ૪ નાના જીવકાલ |
| (અનેક જીવાશ્રિત) | | | | ૫ વૃદ્ધિ |
| ૧૬ અંતર | | | | ૬ યવમધ્ય |
| (અનેક જીવાશ્રિત) | | | | ૭ સ્પર્શના |
| ૧૭ ભાવ | | | | ૮ અલ્પબહુત્વ |
| ૧૮ અલ્પબહુત્વ | | | | |

દ્વારો છે. એમાય છેલ્લા અધિકારના બંને અનુયોગદ્વારોનું ૧૪ અને ૮ દ્વારોથી વર્ણન કરેલું છે.

પહેલા ચાર અધિકારોના પ્રત્યેક અનુયોગદ્વારનું વર્ણન **ઓઘથી** અને **આદેશથી** એટલે કે સામાન્યથી અને વિશેષથી કર્યું છે. સામાન્યથી એટલે કે સર્વજીવોને આશ્રીને, વિશેષથી એટલે કે ૧૭૦ માર્ગણાઓને આશ્રીને અર્થાત્ વિવિધ પ્રકારના જીવભેદોની અપેક્ષાએ કરેલુ છે.

## પ્રથમાધિકાર :

આ અધિકારનાં કેટલાંક દ્વારોમાં ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય એમ ચાર પ્રકારના રસબંધને આશ્રીને અને કેટલાક દ્વારોમા ઉત્કૃષ્ટ અને જઘન્ય એમ બે પ્રકારના રસબંધની અપેક્ષાએ પ્રરૂપણા કરવામાં આવી છે.

**ઉત્કૃષ્ટરસબંધ :** તે તે માર્ગણાઓમાં રહેલા જીવો જુદા જુદા પ્રકારનો રસબધ કરી રહ્યા હોય છે તેમાં સૌથી વધારે થતો રસબંધ તે ઉત્કૃષ્ટરસબધ.

**અનુત્કૃષ્ટ રસબંધ :** ઉત્કૃષ્ટ રસબંધ સિવાય સર્વાલ્પ રસબધ સુધીના સર્વ રસબંધ તે અનુત્કૃષ્ટ રસબંધ.

**જઘન્ય રસબંધ :** તે તે માર્ગણાઓમાં રહેલા જીવો દ્વારા કરાતા જુદા જુદા રસબંધની અપેક્ષાએ સૌથી ઓછામાં ઓછો થતો રસબંધ તે જઘન્ય રસબંધ.

**અજઘન્ય રસબંધ :** જઘન્ય રસબંધને છોડી બાકીના સર્વ રસબધો તે અજઘન્ય રસબધ આ અધિકારમાં ૧ થી ૯ અનુયોગદ્વારોમા રસનું નિરૂપણ એક જીવની અપેક્ષાએ કરેલું છે. ૧૦ થી ૧૮ દ્વારોમા રસનું પ્રતિપાદન અનેક જીવોને આશ્રીને કરેલું છે.

### ૧. સંજ્ઞાદ્વાર :

વૈદ્યો અને ડોકટરો શરીરમા પેદા થતાં અનેક દર્દોને જુદા જુદા નામો–સંજ્ઞાથી સંબોધે છે કોઈ એક દર્દને તેનું સામાન્ય નામ આપી તેના પેટા દર્દોને બીજી અનેક સંજ્ઞાઓ–નામો આપે છે. જેમકે-વૈદ્યો વાયુરોગ એમ સામાન્ય સજ્ઞા આપી તેના પેટા ભેદોને આક્ષેપક, હનુસ્તંભ વગેરે ૮૦ સંજ્ઞાઓ તથા સનિપાત એમ સામાન્ય સજ્ઞા આપી તેના મુખ્ય ૧૩ પેટા ભેદોને સધિક, ચિત્તવિભ્રમ વગેરે સજ્ઞાઓ આપે છે

તે જ રીતે અહી કર્મના રસની જુદી જુદી કક્ષાઓને જુદા જુદા નામો–સંજ્ઞાથી સંબોધવામા આવે છે તેમા ૧ ઘાતિસજ્ઞા અને ૨ સ્થાનસંજ્ઞા એમ બે સજ્ઞાઓ રસ માટે વપરાય છે

**ઘાતિસંજ્ઞા :** જે રસ આત્માના જ્ઞાનાદિ વિશિષ્ટ ગુણોનો ઘાત કરે તે ઘાતિરસ કહેવાય

અને તે રસવાળા કર્મોને ઘાતિકર્મ કહેવાય છે. ઘાતિકર્મ ચાર છે ૧. જ્ઞાનાવરણ ૨. દર્શનાવરણ ૩. મોહનીય અને ૪. અન્તરાય. બાકીના ૪ કર્મોનો રસ અઘાતી છે. તે ચાર આ પ્રમાણે છે–૧. વેદનીય ૨. આયુ ૩. નામ ૪. ગોત્ર. ઘાતી રસ પણ બે પ્રકારે છે સર્વ-ઘાતી અને દેશઘાતી. આત્માના જ્ઞાનાદિ ગુણોનો સર્વથા ઘાત કરે તે સર્વઘાતી અને અમુક અંશનો ઘાત કરે તે દેશઘાતી.

દા. ત. કેવલજ્ઞાનાવરણકર્મનો રસ સર્વઘાતી છે. તેથી કેવલજ્ઞાન ગુણનો સર્વથા ઘાત કરે. છતાં જેમ અત્યંત શ્યામ અને ગાઢ વાદળોથી સૂર્ય આચ્છાદિત હોવા છતાં આપણે દિવસ અને રાત્રિનો ભેદ પારખી શકીએ છીએ કારણ કે સૂર્યની પ્રભા કંઇક પ્રસરતી હોય છે. તેવી જ રીતે કેવલજ્ઞાનાવરણથી કેવલજ્ઞાન આચ્છાદિત છે છતાં પણ જ્ઞાનની કાંઇક આછી પ્રકાશરેખા અનાચ્છાદિત રહે છે. આમ સર્વાંશે ગુણ આવરાઈ જતો નથી. જો સર્વાંશે ગુણનો ઘાત થઇ જતો હોય અને સહેજ પણ આત્મામા ગુણ પ્રગટ ન રહેતો હોય તો આત્મા જડ બની જાય, પણ આત્મગુણો સર્વથા આવરાઈ જાય તેવું કદાપિ બનતું નથી.

**પ્રશ્ન :** તો પછી કેવલજ્ઞાનાવરણાદિ કર્મનો રસ સર્વઘાતી કેવી રીતે કહેવાશે ?

**ઉત્તર :** ગાઢ વાદળોની ઘટામાં ઢંકાયેલા સૂર્યની કાંઇક પ્રભા પ્રસરતી હોવા છતાં સૂર્ય આજે સર્વથા ઘેરાયેલો છે. એમ વાણીવ્યવહાર થાય છે. તે રીતે અહીં પણ સમજી લેવું.

સર્વઘાતિરસના કર્મપુદ્ગલો તાંબાના વાસણની જેમ **નિશ્ચિછદ્ર**, ઘી જેવા **અતિસ્નિગ્ધ**, સ્ફટિકરત્ન જેવા **નિર્મળ** વગેરે ગુણોવાળા અને સંખ્યામાં અલ્પ હોય છે. દેશઘાતી રસના પુદ્ગલો એનાથી વિપરીત ગુણોવાળા હોય છે.

ચાર ઘાતિકર્મનો ઉત્કૃષ્ટરસ (સૌથી અધિકરસ) સર્વઘાતી જ હોય છે. અને જઘન્યરસ (સૌથી અલ્પ રસ) દેશઘાતી જ હોય છે. જ્યારે અનુત્કૃષ્ટ અને અજઘન્યરસ સર્વઘાતી અને દેશઘાતી એમ બે પ્રકારે હોય છે.

**અઘાતીકર્મો :** જ્ઞાનાદિ મુખ્ય ગુણોનો ઘાત ન કરતાં હોવા છતાં ચોરની સાથે મળેલો શાહુકાર જેમ ચોર કહેવાય તેમ ઘાતિકર્મની હયાતીમાં તે કર્મો જ્ઞાનાદિ ગુણોને ઘાત કરતા દેખાય છે ઘાતિકર્મની સત્તા નષ્ટ થયા બાદ અઘાતિકર્મનો ઉદય પોતાની પરંપરા ટકાવી શકતો નથી. અલ્પ સમયમા જ તે નષ્ટ થાય છે. એટલે ઘાતિકર્મની ગેર-હાજરીમા અઘાતિકર્મો એ પરાભવ પામેલા અને સેનાપતિ વિનાના નાસતાં ભાગતા સૈન્ય જેવા છે. ચાર અઘાતિકર્મોનો અલ્પ સમયમા જ ક્ષય થઈ જાય છે, અને આત્માને અવ્યા-બાધ સુખ, અક્ષય સ્થિતિ, અરૂપીપણું અને અગુરુલઘુપણું પ્રાપ્ત થાય છે આમ અઘાતિકર્મનું બળ ઘાતિકર્મના આધારે જ હોય છે.

**૨. સ્થાનસંજ્ઞા :** રસની અનંતી કક્ષાઓનો સમાવેશ ચાર પ્રકારમાં કર્યો છે. તે આ

પ્રમાણે એકસ્થાનિક (૧ઠાણીઓ), દ્વિસ્થાનિક (૨ઠાણીઓ), ત્રિસ્થાનિક (૩ઠાણીઓ), ચતુ સ્થાનિક (૪ઠાણીઓ) અશુભ પ્રકૃતિઓના રસને જ્ઞાનીઓએ કડવો લીમડો, કડવી કાકડી વગેરેના રસની ઉપમા આપી છે અને શુભપ્રકૃતિઓના રસને ખીર, ખાંડ વગેરેની ઉપમા આપી છે. જ્યારે તે રસ સ્વાભાવિક હોય ત્યારે તે **એકસ્થાનિક** કહેવાય. રસના બે ભાગ કલ્પી એમાથી એક ભાગ બાળી નાખી જે એક ભાગ બાકી રહે તે **દ્વિસ્થાનિક** કહેવાય. રસના ત્રણ ભાગ કલ્પી એમાથી બે ભાગ બાળી નાખી જે એક ભાગ બાકી રહે તે **ત્રિસ્થાનિક** કહેવાય. રસના ચાર ભાગ કલ્પી તેમાંથી ત્રણ ભાગ બાળી નાંખીને એક ભાગ બાકી રહે તે **ચતુઃસ્થાનિક** કહેવાય છે.

ચારે ઘાતિકર્મનો સર્વોત્કૃષ્ટરસ ચાર ઠાણીઓ જ અને જઘન્યરસ એક ઠાણીઓ હોય છે, જ્યારે અનુત્કૃષ્ટરસ ૪–૩–૨–૧ ઠાણીઓ હોય છે

ચારે અઘાતિકર્મનો સર્વોત્કૃષ્ટરસ ૪ઠાણીઓ જ અને જઘન્યરસ ૨ ઠાણીઓ જ હોય છે. જ્યારે અનુત્કૃષ્ટરસ અને અજઘન્યરસ ૨–૩–૪ ઠાણીઓ હોય છે

અઘાતિકર્મનો જઘન્યરસ ૧ઠાણીઓ શા માટે ન હોય તેનાં સુંદર અને સચોટ કારણો દર્શાવ્યાં છે. અને તેની પુષ્ટિ શતકચૂર્ણિના સાક્ષી પાઠથી કરી છે.

## ૨. પ્રત્યયદ્વાર :–

પ્રત્યય એટલે હેતુ, આ દ્વારમાં કર્મબંધના હેતુઓનું વિવિધ રીતે નિરૂપણ કર્યું છે. કર્મબંધના મુખ્ય હેતુઓ ચાર છે ૧. મિથ્યાત્વ ૨ અવિરતિ ૩ કષાય અને ૪. યોગ એના ઉત્તર ભેદો ક્રમસર ૫, ૧૨, ૨૫ અને ૧૫ છે તેથી કુલ ૫૭ ભેદો જણાવ્યા છે

અહીં બંધ હેતુના મુખ્ય ચાર ભેદોનું નિરૂપણ ગુણસ્થાનકોને આશ્રીને પ્રધાન ગૌણ ભાવે કરવામા આવે છે મુખ્યત્વે વેદનીય કર્મને છોડીને સાત કર્મના મિથ્યાત્વ, અવિરતિ અને કષાય એમ ત્રણ બંધ હેતુઓ કહ્યા છે, તે આ પ્રમાણે–પહેલે ગુણસ્થાનકે થતો બંધ મુખ્યત્વે મિથ્યાત્વપ્રત્યયિક, બે થી પાચ ગુણસ્થાનકે થતો બંધ અવિરતિ પ્રત્યયિક અને છ થી દશ ગુણસ્થાનકે થતો બંધ કષાયપ્રત્યયિક છે. આ સાત કર્મમાથી આયુષ્ય, મોહનીય અને શેષ પાચ કર્મોનો ક્રમશ સાત, નવ અને દશ ગુણસ્થાનક સુધી બંધ થતો હોવાથી ત્રણ પ્રત્યય–હેતુ કહ્યા છે જ્યારે વેદનીયકર્મનો બંધ તેર ગુણસ્થાનક સુધી થતો હોવાથી પ્રધાન ભાવથી ૧૧ થી ૧૩ ગુણસ્થાનકે યોગ પ્રત્યય બંધ પણ થાય છે તેથી વેદનીયમા ચાર બંધહેતુઓ કહ્યા છે, ગૌણભાવે તો આઠે કર્મમાં ચારેય બંધહેતુઓ છે પ્રધાન ગૌણ ભાવથી બંધહેતુઓની ઘટના આયુષ્યકર્મના દષ્ટાંતથી સુંદર રીતે કરી છે

## ૩. વિપાકદ્વાર :

વિપાક એટલે કર્મની ફળ આપવાની તૈયારી (અભિમુખતા) કર્મપ્રકૃતિઓનો વિપાક–ફળ

જીવ જ અનુભવે છે એ હિસાબે સર્વ પ્રકૃતિઓ જીવવિપાકી કહેવાય છે પરંતુ અમુક કર્મપ્રકૃતિઓ અમુક સ્થળને યા અમુક ભવને અથવા અમુક પ્રકારની શરીરાદિ સામગ્રી પામીને જ ઉદયમા આવે છે જ્યારે કેટલીક પ્રકૃતિઓ સ્થાન, ભવ, પુદ્ગલ સામગ્રીની અપેક્ષા રાખ્યા વિના જ ઉદયમા આવે છે. તેથી આ ચાર નિમિત્તભેદથી કર્મપ્રકૃતિઓનું વર્ગીકરણ ચાર વિભાગમા કરેલ છે

૧. **પુદ્ગલવિપાકી**–આ કર્મો પોતાની શકિતનો પરચો શરીરપુદ્ગલોમા દેખાડે છે.

૨. **ભવવિપાકી**–આ કર્મો નારકાદિ ભવોને પામીને જ પોતાનો પ્રભાવ દેખાડે છે.

૩. **ક્ષેત્રવિપાકી**–આ કર્મો એક ગતિમાથી બીજી ગતિમા જતા ક્ષેત્ર એટલે કે આકાશમાર્ગમા જ પોતાનુ સામર્થ્ય દેખાડવા તત્પર બને છે.

૪. **જીવવિપાકી**–આ કર્મો બાહ્ય પુદ્ગલોની અપેક્ષા વિના સીધી રીતે જીવને એટલે કે જીવના જ્ઞાનાદિ ગુણોનો ઉપઘાત કરવામાં પોતાની તાકાત અજમાવે છે

આયુ કર્મ–ભવવિપાકી છે કારણ કે નારક આદિ ભવોમા તેનો વિપાક–અનુભવ દેખાય છે.

નામકર્મ–જીવવિપાકી, પુદ્ગલવિપાકી અને ક્ષેત્ર વિપાકી એમ ત્રણ પ્રકારે છે કારણ કે એના ઉદયથી જીવને નરકાદિગતિઓની અને ઔદારિકાદિ શરીરની પ્રાપ્તિ થાય છે તથા વિગ્રહગતિમાં જીવને બળદની નાથની જેમ દોરવાનું કાર્ય કરે છે.

ચાર ઘાતિકર્મ, વેદનીય અને ગોત્ર એમ ૬ કર્મ જીવવિપાકી છે કારણ કે એના ઉદયથી જીવને અજ્ઞાન, અદર્શન, સુખ-દુ ખ, મિથ્યાત્વ, રાગ, દ્વેષાદિ, ઉચ્ચત્વ, નીચત્વ, અદાન, અને અલાભાદિ પરિણામોની પ્રાપ્તિ થાય છે

## ૪. પ્રશસ્તાપ્રશસ્ત દ્વાર–

**પ્રશસ્તરસ**–જે કર્મનો રસ જીવના પ્રમોદમા કારણભૂત હોય તે પ્રશસ્ત અર્થાત્ શુભ રસ કહેવાય છે. **અપ્રશસ્તરસ**–જીવને દુ ખમા કારણભૂત થાય તે અપ્રશસ્ત–અશુભ રસ કહેવાય અથવા બન્ધના સમયે પ્રશસ્ત પરિણામથી જેને અધિકરસ પ્રાપ્ત થાય તે પ્રશસ્ત કર્મ કે પુણ્ય કહેવાય અને અપ્રશસ્તપરિણામથી જેને અધિકરસ મળે તે અપ્રશસ્તકર્મ પાપ કહેવાય છે.

૪ ઘાતિકર્મ અપ્રશસ્ત એટલે કે પાપ પ્રકૃતિ છે અને ૪ અઘાતિકર્મ પ્રશસ્ત અને અપ્રશસ્ત બન્ને પ્રકારે છે આ ઉપરથી સ્પષ્ટ સમજાઈ જશે કે ઉત્કૃષ્ટ અને જઘન્યરસબંધના સ્વામીમા ઘણુ તારતમ્ય રહેશે.

## ૫. સ્વામિત્વદ્વાર–

આ સ્વામિત્વ દ્વાર આગળ ઉપર કહેવાતા કાલાદિ દ્વારોનો મૂળ આધાર છે તેથી આ દ્વારને કાલ આદિ દ્વારોનુ ઉત્પત્તિ સ્થાન કહી શકાય માટે આપણે સ્વામિત્વનો વિશેષ નિર્ણય કરી લઈએ આ સ્વામિત્વને સંપૂર્ણ અને સારી રીતે સમજવા માટે પૂર્વના પાચ

દ્વારોમા રસબંધની આપણે ઠીક ઠીક છણાવટ કરી લીધી અને પ્રશસ્તાપ્રશસ્ત દ્વારમા આપણે જોઈ ગયા કે પ્રશસ્ત પ્રકૃતિનો ઉત્કૃષ્ટરસ પ્રશસ્ત પરિણામથી અર્થાત્ ઉત્કૃષ્ટ વિશુદ્ધિથી જ બંધાય છે અને અપ્રશસ્ત પ્રકૃતિનો ઉત્કૃષ્ટરસ અશુભ પરિણામથી એટલે કે તીવ્ર સંક્લેશથી બંધાય છે. આ જ માપકયંત્રથી આપણે ઓઘથી એટલે કે સર્વ જીવોને આશ્રીને તથા આદેશથી એટલે કે ૧૭૦ માર્ગણામા આઠે કર્મના ઉત્કૃષ્ટ રસબંધના સ્વામીને જાણી શકીશું.

**ઓઘથી :**–ચાર ઘાતિકર્મ અપ્રશસ્ત છે તેથી તેનો ઉત્કૃષ્ટ રસબંધ તીવ્રસંક્લેશ-પરિણામથી જ થશે અને તે પરિણામ પર્યાપ્તસંજ્ઞી મિથ્યાદૃષ્ટિને જાગૃત અવસ્થામા સાકાર–વિશેષ=જ્ઞાનોપયોગ વખતે જ હોઈ શકે છે જ્યારે નિરાકાર–સામાન્ય=દર્શન ઉપયોગના સમયે અને નિદ્રા અવસ્થામાં તીવ્ર સંક્લેશ ન હોવાને લીધે ઘાતી કર્મનો ઉત્કૃષ્ટ રસબંધ થઈ શકતો નથી સમ્યગ્દૃષ્ટિ આત્માઓના પરિણામ અતિરૌદ્ર ન હોવાને લીધે અહી તીવ્ર સંક્લેશવાળા મિથ્યાદૃષ્ટિ કહ્યા. તેમજ એકેન્દ્રિયથી અસંજ્ઞીપંચેન્દ્રિય સુધીના જીવોને તથા અપર્યાપ્તસંજ્ઞી જીવોને મન વગેરે (કરણોની) સામગ્રીની અલ્પતાને લીધે તીવ્ર સંક્લેશ આવી શકતો જ નથી માટે તેઓને ચાર ઘાતિકર્મોનો ઉત્કૃષ્ટ રસબન્ધ થતો નથી ઉત્કૃષ્ટ રસના બંધક (સ્વામી) પર્યાપ્ત સંજ્ઞી મિથ્યાદૃષ્ટિ દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક એમ ચારેય ગતિના જીવો હોઈ શકે છે.

વેદનીય, આયુ, નામ અને ગોત્ર આ ચાર **અઘાતિકર્મ** જો કે પ્રશસ્ત અને અપ્રશસ્ત બંને પ્રકારના હોય છે તો પણ સામાન્ય રીતે ઉત્કૃષ્ટરસ પ્રશસ્ત પ્રકૃતિમા તથાસ્વભાવથી વધારે હોય છે તેથી વિશુદ્ધ પરિણામથી જ ઉત્કૃષ્ટ રસબંધ થાય છે અને એ ઉત્કૃષ્ટ વિશુદ્ધિ ક્ષપક શ્રેણીના ૧૦મા ગુણસ્થાનકના ચરમ સમયે ક્ષપકને બંધવિચ્છેદના સમયે જ પ્રાપ્ત થાય છે માટે **વેદનીય, નામ, ગોત્ર** આ ત્રણ પ્રકૃતિના ઉત્કૃષ્ટ રસબંધ સ્વામી ક્ષપક છે.

**આયુકર્મનો** બંધ ૭મા ગુણસ્થાનક સુધી હોય છે ૭મા ગુણસ્થાને રહેલો અપ્રમત-મુનિ પણ જો અનુત્તરને યોગ્ય ૩૩ સાગરોપમ જેટલી આયુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિ બાધતો હોય અને ઉ૦ રસબન્ધને યોગ્ય અતિવિશુદ્ધ અધ્યવસાયમા વર્તતો હોય ત્યારે જ ઉ૦ રસબંધ કરી શકે છે અન્યથા નહિ.

**આદેશથી** હવે આનો જ વિચાર આપણે ૧૭૦ માર્ગણાઓમા કરીએ, એમાં સૌથી પહેલા દરેક માર્ગણામા આઠેય કર્મનો ઉ૦ રસબંધ કઈ કઈ અવસ્થામાં પ્રાપ્ત થાય તેનો વિચાર કરીએ, જેમ ઓઘમાં જોયુ કે જાગ્રત અવસ્થામા અને સાકાર (જ્ઞાન) ઉપયોગ વખતે જ ઉ૦ રસબંધ થાય છે તેમ દરેક માર્ગણામા ઉ૦ રસબંધના સ્વામી આ અવસ્થાવાળા હોય છે બીજું જે માર્ગણામાં પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બન્ને પ્રકારના જીવો પ્રાપ્ત થતા હોય ત્યા પર્યાપ્ત જીવોને જ ગ્રહણ કરવા કેમકે તે જીવોમાં જ તીવ્ર સંક્લેશ અને ઉ૦ વિશુદ્ધિની યોગ્યતા હોય છે.

હવે વિશેષથી વિચારીએ ઘાતિકર્મના ઉત્કૃષ્ટ રસબંધ માટે જે જે માર્ગણામા સંજ્ઞી મિથ્યાદૃષ્ટિ જીવો પ્રાપ્ત થતા હોય ત્યા તેઓને સ્વામી કહેવા, અને તેમા આનતદેવાદિ માર્ગણાઓ છોડી ઓઘમાં કહ્યો તેટલો જ તીવ્ર સંક્લેશ પ્રાપ્ત થાય છે. આપણે આ ગ્રંથના ૮૨ અને ૮૩ મા પાના પર દર્શાવેલ યંત્રમાં જોઈ શકીશું કે સર્વનરકાદિ ૬૭ માર્ગણામા જીવો ઓઘમા કહ્યા મુજબ તીવ્ર સંક્લેશથી ઘાતીના ઉ૦ રસનો બંધ કરે છે. અને બાકીની ૧૦૩ માર્ગણાઓમા સ્વસ્વમાર્ગણાયોગ્યતીવ્રસંક્લેશવાળા જીવો ઘાતીનો ઉ૦ રસ બાધી શકે છે.

દા. ત. પાચ અનુત્તરદેવમાર્ગણામા બધા જ સમ્યગ્દૃષ્ટિ હોવાથી તીવ્ર સંક્લેશ ઓઘની જેમ પ્રાપ્ત થઈ શકતો નથી તેથી ત્યાં અનુત્તર પ્રાયોગ્ય તીવ્ર સંક્લેશમા ઘાતિકર્મનો ઉ૦ રસબંધ થાય છે. તેથી કેટલીક માર્ગણાઓમા માર્ગણા પ્રાયોગ્ય તીવ્ર સંક્લેશ દોષાભિમુખઅવસ્થામા પ્રાપ્ત થાય છે તેથી તે અવસ્થામાં દેશવિરતિ વગેરે માર્ગણામાં મિથ્યાત્વાભિમુખાવસ્થામા આ રીતે ઘાતીનો ઉત્કૃષ્ટ રસબંધ કહ્યો છે

**ત્રણ અઘાતિ કર્મ :–** જે જે માર્ગણાઓમા ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થતી હોય ત્યાં ઓઘની જેમ ઉ૦ વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે. માટે ત્યાં ત્રણ અઘાતીના ઉ૦ રસબંધના સ્વામી ક્ષપક કહ્યા છે અને તે મનુષ્યાદિ ૩૬ માર્ગણાઓ ૮૩મા પાના પરના યંત્રથી જાણી શકીશું. બાકીની ૧૩૪ માર્ગણાઓમા સ્વસ્વમાર્ગણાપ્રાયોગ્યવિશુદ્ધિથી અઘાતિકર્મનો ઉ૦રસબંધ જાણવો. એ વિશુદ્ધિ જે જીવને પ્રાપ્ત થાય છે તે ત્રણ અઘાતિ કર્મના ઉ૦રસબંધનો સ્વામી બને છે પરંતુ આમા એક **અપવાદ** છે કે તેઉકાય અને વાયુકાયના જીવો ઉચ્ચગોત્રનો કદાપિ બંધ કરતા નથી તેથી તેઓને હંમેશ નીચગોત્રનો જ બંધ હોય છે. અને તે અશુભ પ્રકૃતિ છે. તેથી તેનો ઉ૦રસ સંક્લેશથી બંધાય માટે તેઉકાય અને વાયુકાયની સાત સાત માર્ગણાઓમાં ગોત્રના ઉ૦રસબંધનો સ્વામી સ્વમાર્ગણાપ્રયોગ્ય તીવ્ર સંક્લેશવાળા જીવો હોય છે

**આઘાતિકર્મમાં** પણ કેટલીક માર્ગણાઓમાં માર્ગણાપ્રાયોગ્યતીવ્રવિશુદ્ધિ ગુણાભિમુખાવસ્થામા પ્રાપ્ત થાય છે, જેમકે દેશવિરતિ માર્ગણામા અપ્રમત્તત્વાભિમુખને માર્ગણા પ્રાયોગ્ય તીવ્રવિશુદ્ધિ હોય છે. તેથી અઘાતિકર્મનો ઉ૦રસબંધ ત્યા કહ્યો છે...

**આયુ:** જે માર્ગણાઓમા નરકાયુનો સ્થિતિબંધ દેવાયુ વગેરેથી વધારે થતો હોય ત્યાં નરકાયુની અપેક્ષાએ ઉ૦રસબંધ થાય છે અને નરકાયુનો ઉ૦રસ અતિરૌદ્ર એવા તત્પ્રાયોગ્યતીવ્રસંક્લેશથી બંધાય છે. માટે તે તે માર્ગણાઓમાં તીવ્રસંક્લેશવાળા જીવોને આયુના ઉ૦રસબંધના સ્વામી તરીકે કહ્યા છે આ તિર્યંચગતિ વગેરે ૧૪ માર્ગણાઓ ૮૧મા પાના પરના યંત્રમાથી જોઈ શકીશું. બાકીની શેષ ૧૪૯ માર્ગણાઓમાં વિશુદ્ધિથી આયુનો ઉ૦રસબંધ થાય છે કારણ કે તે તે માર્ગણાઓમાં દેવાયુ મનુષ્યાયુ કે તિર્યંચાયુની અપેક્ષાએ ઉ૦રસ બંધાય છે અને તે ત્રણે પ્રકારના આયુષ્ય શુભ પ્રકૃતિ છે માટે સર્વત્ર આ ત્રણે

આયુષ્યમાંથી જે આયુની સ્થિતિ વધારે બંધાતી હોય તે આયુષ્યની અપેક્ષાએ ઉ૦ રસ બંધ અને સરખી સ્થિતિ બંધાતી હોય ત્યાં બન્નેમાંથી જે વધુ શુભ હોય તેની અપેક્ષાએ ઉ૦ રસબંધ થાય છે.

**જઘન્યરસબંધના સ્વામી:–** જે કર્મનો ઉ૦ રસ તીવ્રસંક્લેશપરિણામથી બંધાય છે. તે કર્મનો જઘન્યરસ ઉત્કૃષ્ટ વિશુદ્ધિથી બંધાય એ સ્વાભાવિક છે. તેથી ચાર-ઘાતિકર્મનો જઘન્યરસબંધ ક્ષપકશ્રેણિમાં પોતપોતાના બંધવિચ્છેદના ચરમસમયે ક્ષપકને હોય છે પરંતુ આ નિયમ અઘાતિકર્મ માટે નથી કારણ કે અઘાતિકર્મમા પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે ભેદ હોવાથી લગભગ પરાવર્તમાન મધ્યમ પરિણામ જ જઘન્યરસબંધમા કારણ તરીકે સ્વીકારેલ છે. (આ પરિણામ ચારેય ગતિમા હોય છે એટલે ચારે ગતિમાં રહેલા એકેન્દ્રિયાદિ કોઈપણ જીવો જઘન્યરસબંધના સ્વામી બને છે.)

**પરાવર્તમાન મધ્યમ પરિણામ:–** એટલે જે પરિણામોથી શાતા અશાતા જેવી પ્રતિપક્ષપ્રકૃતિઓ વારાફરતી બંધાય છે તે પરિણામ

આ પરાવર્તમાન મધ્યમ પરિણામોમાં પણ જે જઘન્યરસબંધને યોગ્ય હોય તે પરિણામ લેવો. અને તે પરિણામથી પણ અશાતા જેવી અશુભ પ્રકૃતિ બંધાતી હોય ત્યારે જ વેદનીયાદિ મૂળકર્મનો જઘન્યરસબંધ થાય છે.

આ પરાવર્તમાન મધ્યમપરિણામની અમુક કક્ષા પછી-જો વિશુદ્ધિનુ પ્રમાણ વધે તો શુભ પ્રકૃતિનો જ બંધ થાય છે અને સંક્લેશની માત્રા વધે તો કેવલ અશુભ પ્રકૃતિનો જ બંધ થાય છે વેદનીય અને નામકર્મનો જઘન્યરસબંધ આ પરાવર્તમાન મધ્યમ-પરિણામથી થાય છે. આ પરિણામ ચારે ગતિના જીવોને પ્રાપ્ત થતો હોવાથી તેના સ્વામી ચારેય ગતિના જીવો બને છે

અલબત ગોત્રકર્મમા કાંઈક વિશેષતા છે એનુ કારણ એ છે કે ઉત્તર પ્રકૃતિના ભેદોની અપેક્ષાએ ગોત્રકર્મનો બંધ પરાવર્તમાન હોવા છતા તેઉકાય, વાયુકાય અને સાતમી નરકમા મિથ્યાત્વાવસ્થામા ફક્ત નીચ ગોત્ર બંધાય છે તેથી ત્યા પરાવર્તમાન મધ્યમ પરિણામ નથી અને અહીં વિશુદ્ધિ વધવા છતા નીચ ગોત્ર જ બંધાય છે. જ્યારે બીજા જીવોમા વિશુદ્ધિનુ પ્રમાણ વધતા ઉચ્ચ ગોત્રનો જ બંધ થાય છે અને તે બંધમા રસ વધી જાય છે. તેથી જઘન્યરસ પ્રાપ્ત થતો નથી જ્યારે તેજસ્કાયાદિમા નીચગોત્ર બંધાતું હોવાથી વિશુદ્ધિથી પણ રસ ઓછો જ બંધાય છે. અને તેમા સાતમી નરકમા સમ્યક્ત્વાભિમુખ મિથ્યાદૃષ્ટિને વિશુદ્ધિ વધારે હોવાથી ઓઘમા ગોત્રનો જઘન્યરસબંધ પરાવર્તમાન મધ્યમ પરિણામીને ન કહેતા સર્વ વિશુદ્ધ સમ્યક્ત્વાભિમુખ સાતમી નારકીને કહ્યો છે.

આયુષ્યનો જઘન્યરસબંધ ક્ષુલ્લકભવનુ (=૨૫૬ આવલિકા=૧ શ્વાસોચ્છ્વાસમાં કંઈક ન્યૂન ૧૭⅜ ભવ થાય તેમાંના એક ભવનું) આયુષ્ય બાંધતા પ્રાપ્ત થાય છે તે. ક્ષુલ્લકભવનું આયુષ્ય તિર્યંચો અને મનુષ્યો બાંધે છે તેથી તે આયુષ્યના જઘન્યરસના બંધક (સ્વામી) તિર્યંચો અને મનુષ્યો બને છે

**આદેશથી સ્વામિત્વ નિરૂપણ :–** આદેશથી એટલે કે માર્ગણાઓમાં કર્મના જઘન્યરસબંધનો વિચાર

**ચારઘાતિકર્મનો** જઘન્યરસબંધ સર્વમાર્ગણાઓમા જાગ્રત અવસ્થામાં, સાકાર-ઉપયોગ વખતે અને ઉત્કૃષ્ટ વિશુદ્ધિ હોય ત્યારે કહ્યો છે અને આ વિશુદ્ધિ કેટલીક માર્ગણાઓમાં સમ્યક્ત્વાદિ ગુણાભિમુખ અવસ્થામા, જ્યારે કેટલીક માર્ગણાઓમા સ્વસ્થાનમાં આવે છે વિશુદ્ધિની આ વિશેષતા ધ્યાનમાં રાખી યન્ત્ર જોવાથી સ્વામિત્વ સહેલાઈથી સમજી શકાશે.

**વેદનીય અને નામપ્રકૃતિનો** જઘન્યરસબંધ અવેદી અને સૂક્ષ્મસંપરાયસંયમ આ બે માર્ગણા છોડી બાકીની ૧૬ માર્ગણાઓમાં પરાવર્તમાન મધ્યમ પરિણામથી થાય છે સૂક્ષ્મસંપરાય અને અવેદિમાર્ગણામા પ્રશસ્ત પ્રકૃતિનો જ બંધ હોવાથી પરાવર્તમાન પરિણામ પ્રાપ્ત જ થતો નથી તેથી ત્યા તત્પ્રાયોગ્ય સંક્લેશથી વેદનીય અને નામકર્મનો જ૦ રસબંધ થાય છે

**ગોત્રકર્મના** જ૦ રસબંધના સ્વામી સર્વમાર્ગણાઓમાં જાણવા માટે ત્રણ જ ચાવી છે – સૌથી પહેલા એ ચાવી લગાવવી કે આ માર્ગણામાં કોઈપણ જીવ કેવળ નીચ ગોત્ર બાંધી શકે છે કે?, અને એ જાણવા માટે એ માર્ગણાઓમા સાતમી નરકના જીવો અને બીજા નંબરમા તેજસ્કાય અને વાયુકાયના જીવો છે કે નહિ ? એ જાણી લેવુ જોઇએ જો એ પ્રાપ્ત થઈ જાય તો ત્યા વિશુદ્ધિથી જ તે જીવો જ૦ રસબંધના સ્વામી જાણવા. અને એમા સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિ સમ્યક્ત્વાભિમુખ મિથ્યાદૃષ્ટિ સાતમી નરકના જીવને પ્રાપ્ત થાય છે. જો કે સાતમી નારકના સમ્યગ્દૃષ્ટિ જીવો વધારે વિશુદ્ધ છે પરંતુ તેઓ નીચગોત્ર બાંધતા નથી. તેથી તેઓને ગોત્રનો જ૦ રસબંધ પ્રાપ્ત થઇ શકતો નથી, ત્યાર પછી સ્વસ્થાન વિશુદ્ધ સાતમી નરકના જીવો અને તે પ્રાપ્ત ન થાય તો તેઉકાય કે વાયુકાયના જીવો લેવા.

**દા. ત. :-** ૧૭૦ માર્ગણામાંથી પંચેન્દ્રિય માર્ગણા લીધી. તેમાં સાતમી નરકના જીવનો સમાવેશ થાય છે. ત્યાં સમ્યક્ત્વાભિમુખ અવસ્થા પ્રાપ્ત થઇ શકે છે. માટે પહેલી ચાવીથી નિશ્ચિત થાય છે કે સાતમી નરકનો સમ્યક્ત્વાભિમુખ અવસ્થામાં રહેલો જીવ ગોત્રનો જઘન્યરસબંધ કરે છે.

બીજી ચાવી એ કે માર્ગણામાં ઉચ્ચગોત્ર અને નીચગોત્ર પરાવર્તમાનભાવથી બંધાય છે? અર્થાત્ એક જીવ વારાફરતી બાંધી શકે છે? જો બાંધી શકતો હોય તો તે માર્ગણામાં પરાવર્તમાન પરિણામી જઘન્યરસનો સ્વામી કહેવો.

હવે આ બન્ને ચાવી લગાવવામા જો આપણે નિષ્ફળ જઇએ તો સમજવું કે આ માર્ગણામાં કેવલ ઉચ્ચગોત્ર બધાય છે અને તે પ્રશસ્ત પ્રકૃતિ છે. તેમાં જઘન્યરસ સંક્લેશથી પ્રાપ્ત થશે, અને તે સંક્લેશ જો દોષાભિમુખ અવસ્થામા વધારે પ્રાપ્ત થતો હોય તો ત્યાં, નહિતર સ્વસ્થાન સંક્લેશવાળી અવસ્થામા જ૦ રસબધ કહેવો. આ ત્રીજી ચાવી છે.

**આયુષ્યકર્મનો** જ૦ રસબધ માર્ગણાઓમાં કોણ કોણ કરે? એ જાણવું ઘણું સહેલુ છે. કેમકે કોઈ જીવને જ્યારે આયુષ્યનો સૌથી ઓછામા ઓછો સ્થિતિબધ થતો હોય ત્યારે જ તે જીવને જ૦ રસબંધ થઇ શકે છે. ઓછામાં ઓછો આયુષ્યનો સ્થિતિબધ અપર્યાપ્તપ્રાયોગ્યક્ષુલ્લકભવ પ્રમાણ છે. એટલે કે ૨૫૬ આવલિકા પ્રમાણ આયુષ્યનો જઘન્યસ્થિતિબંધ જાણવો. અને તે આયુષ્યનો બંધ મિથ્યાદૃષ્ટિ તિર્યંચમનુષ્યો કરી શકે છે. માટે જે માર્ગણાઓમાં આવા જીવો પ્રાપ્ત થતા હોય તે જઘન્યરસબધના સ્વામી કહેવા બાકી જ્યા આવા જીવો પ્રાપ્ત ન થતા હોય તે માર્ગણાઓમા અલ્પસ્થિતિવાળું તિર્યંચાયુ બાંધતા હોય તેવા જીવોને, એ ન હોય તો અલ્પસ્થિતિવાળું મનુષ્યાયુ બાધતા હોય તેવા જીવોને, અને એ પણ જો ન મળે તો અલ્પસ્થિતિવાળું દેવાયુ બાંધતા હોય તેવા જીવોને, જઘન્યરસબંધના સ્વામી કહેવા.

આ રીતે જો આપણે આ ચાવીઓ–યુક્તિઓ વગેરેને ધ્યાનમાં રાખી સ્વામિત્વના ૮૧ થી ૮૬ સુધીના પાના પરના સ્વામિત્વદર્શક યંત્રોને જોઈશું અને સંસ્કૃત ટીકામા આપેલા કાર્યકારણભાવો અને અનેક માર્ગોને જ્યારે યથાશક્તિ જાણીશું ત્યારે વિશ્વમાં રહેલા વિવિધ પ્રકારના જીવો ભિન્ન ભિન્ન અવસ્થામાં કયો કયો રસબંધ કરે છે તેનુ હૂબહૂ ચિત્ર આપણા માનસપટપર રજુ થશે.

**૬ સાદ્યાદિદ્વાર :-** આ દ્વારમાં સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ આ ચાર અનુયોગદ્વારમા ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય એમ ચાર પ્રકારના રસબધનો વિચાર કરીશું તે પહેલા સાદિ અનાદિ વગેરેની વ્યાખ્યા જાણી લેવી જોઇએ

**સાદિ** = ઉત્કૃષ્ટાદિરસબંધનો પૂર્વે વિચ્છેદ થયો હોય, અથવા તે રસ બંધાયો જ ન હોય તેનો નવો બંધ શરૂ થાય તે.

**અનાદિ** = અનાદિકાળથી નિરંતર જે બંધ પ્રવાહ રૂપે ચાલુ હોય, જેનો કયારે પણ વિચ્છેદ ન થયો હોય તે.

ધ્રુવ = જે બંધનો ભવિષ્યકાલમાં ક્યારે પણ વિચ્છેદ ન થાય તે
અધ્રુવ = જે બંધનો વિચ્છેદ થતો હોય તે

સર્વ કર્મોનો ઉત્કૃષ્ટ અને જઘન્યરસબંધ અમુક મર્યાદિત સમય જ પ્રવર્તે છે અને તેનો નવો જ પ્રારંભ થતો હોવાથી તે સાદિ અને અધ્રુવ એ બે પ્રકારનો જ હોય છે.

જે કર્મોનો ઉત્કૃષ્ટ કે જઘન્યરસ ક્ષપકશ્રેણિ કે સમ્યક્ત્વાભિમુખ વગેરે અવસ્થામાં કહ્યો તેનો અનુત્કૃષ્ટ કે અજઘન્યરસબંધ સાદિ વગેરે ચારેય વિકલ્પવાળો હોય છે–જેમકે ઓઘમાં ઘાતિકર્મનો અને ગોત્રનો અજઘન્યરસબંધ અને ત્રણ અઘાતિકર્મનો અનુત્કૃષ્ટ રસબંધ ચાર વિકલ્પવાળો કહ્યો છે મિથ્યાત્વગુણસ્થાનકે સ્વસ્થાનાવસ્થામા જે કર્મનો ઉત્કૃષ્ટ કે જઘન્યરસબંધ પ્રાપ્ત થાય, તે કર્મના અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધના સાદિ–અધ્રુવ એમ બે વિકલ્પો હોય છે. જેમકે ઘાતિકર્મના અનુત્કૃષ્ટ રસબંધના, વેદનીય અને નામકર્મના અજઘન્યરસના બે વિકલ્પો છે આયુકર્મ તો આખાય ભવમા અન્તર્મુહૂર્ત કાલ જ બંધાય છે તેથી તેના ચારેય બંધોના સાદિ અને અધ્રુવ એમ બે જ ભંગ હોય છે.

જે માર્ગણાઓ એક જીવને આશ્રયીને અનાદિ અધ્રુવ પણ હોય અને ગુણાભિમુખાવસ્થા વગેરેમા ઉત્કૃષ્ટાદિ રસબંધ પ્રાપ્ત થતો હોય તો ત્યા ઓઘની જેમ સાદ્યાદિ ચાર વિકલ્પો જાણવા ભવ્યમાં ધ્રુવભંગ ન જાણવો–અને તે કુલ મતિઅજ્ઞાનાદિ ૬ માર્ગણાઓ જાણવી, જો કે અભવ્ય માર્ગણા અનાદિ ધ્રુવ છે છતા ગુણાભિમુખાવસ્થામાં ઉત્કૃષ્ટાદિ બંધ થતો નથી માટે તેમા અને બાકીની ૧૬૩ માર્ગણાઓ સાદિ અને અધ્રુવ છે તેથી તે કુલ ૧૬૪ માર્ગણાઓમા ઉત્કૃષ્ટાદિ ચારેય રસબન્ધના સાદિ અધ્રુવ એમ બે વિકલ્પો જ છે. આ યુક્તિઓ ધ્યાનમા રાખી વિકલ્પોની ઘટના તથા તેના કાર્યકારણભાવો ટીકાગ્રન્થમાં જોવાથી સુંદર રીતે સ્પષ્ટ થઈ જશે

**૭. એકજીવાશ્રિત કાલદ્વાર:**– આપણે ઉત્કૃષ્ટ અને જઘન્યરસબંધ કઈ કઈ અવસ્થામાં કયા કયા જીવોને હોય છે તેની વિચારણા કરી. હવે તે ઉત્કૃષ્ટાદિ ચારેય રસબન્ધ એક જીવને સૌથી ઓછા અને સૌથી વધારે કેટલો કાળ રહે છે તેનો વિચાર કરીએ. આ વિચારતા પહેલા રસબન્ધના હેતુભૂત જે અધ્યવસાયો કેટલો કાળ રહે છે તે જાણવુ જરૂરી છે ઉત્કૃષ્ટ અને જઘન્યરસ એ એકેક જ અધ્યવસાયથી બંધાય છે–જ્યારે અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબન્ધો ઉપર કહેલા ક્રમશ ઉત્કૃષ્ટ અને જઘન્યરસબન્ધના એકેક અધ્યવસાયને છોડી બાકીના બધા જ અધ્યવસાયોથી બંધાય છે , જઘન્યરસબન્ધના અધ્યવસાયથી માંડી અસંખ્ય લોક પ્રમાણ અધ્યવસાયોમાનો કોઈ એક અધ્યવસાય વધુમા વધુ ૪ સમય સુધી રહે છે ત્યાર પછીના અસંખ્ય અધ્યવસાયોમાનો એક અધ્યવસાય ૫ સમય સુધી અવસ્થિત રહે છે એમ અસંખ્ય અસંખ્ય અધ્યવસાયોના જુથોમાનો એક અધ્યવસાય ૬ સમય

સુધી, ૭ સમય સુધી, ૮ સમય સુધી રહે છે. અને ત્યારબાદ એકેક સમય ઘટતા ઘટતાં એ અધ્યવસાય બે સમય સુધી વધુમાં વધુ રહી શકે છે તેથી આપણે જાણી શકીશું કે જઘન્યરસબન્ધનું અવસ્થાન ૪ સમય સુધી અને ઉત્કૃષ્ટરસબન્ધનુ અવસ્થાન વધુમાં વધુ ૨ સમય સુધી જ હોય. આ જઘન્યરસબંધનો અધ્યવસાય પણ પરાવર્તમાન પરિણામથી પ્રાપ્ત થાય તે લેવો, પણ વિશુદ્ધિથી અમુક પ્રકૃતિનો જઘન્યરસબંધ થાય છે તે અધ્યવસાય તો બે સમયથી વધુ રહી શકતો જ નથી. માટે વિશુદ્ધિથી પ્રાપ્ત થતા જઘન્યરસબંધનો પણ નિરંતર કાળ બે સમયથી વધુ હોઈ શકતો નથી આ રીતે સંક્લેશથી બંધાતા જઘન્યરસ માટે પણ જાણવુ. અનુત્કૃષ્ટ અને અજઘન્યરસ તો એક નિયત અધ્યવસાયથી બંધાતો નથી પણ શેષ સર્વે અધ્યવસાયોથી બંધાય છે તેથી તેનો વધુમા વધુ નિરંતર કાળ ઘણો આવી શકે છે

આપણે સામાન્યથી આ મૂળ સિદ્ધાંત જાણ્યો, ચાલો! હવે આપણે થોડા ઊંડા ઉતરીએ, અને રસબંધના કાળનો ઓઘથી અને આદેશથી વિચાર કરીએ ઉત્કૃષ્ટ કે જઘન્યરસબંધ જો ગુણાભિમુખ અવસ્થા કે દોષાભિમુખ અવસ્થાના નિયત સમયેજ થતો હોય તો ત્યાં- તે તે બંધનો નિરંતર કાળ એક સમયથી વધુ આવી શકતો નથી. જેમકે ઓઘથી ત્રણ અઘાતિકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ અને ઘાતિકર્મનો જઘન્યરસબંધ ક્ષપકશ્રેણિમા નવમા, દશમા ગુણસ્થાનકના ચરમ સમયે જ થાય છે અને ગોત્રનો જઘન્યરસબંધ સાતમી નરકમા સમ્યક્ત્વાભિમુખતાના ચરમ સમયે થાય છે. આ નિયત સમયે જ ઉત્કૃષ્ટ કે જઘન્યરસ બંધાય છે માટે નિરંતર કાળ એક સમયથી વધુ આવી શકતો નથી ઘાતિકર્મ અને આયુષ્યનો ઉત્કૃષ્ટરસબંધ અભિમુખ અવસ્થાના નિયત સમયે નથી, માટે વધુમા વધુ કાળ બે સમય અને વેદનીય તેમજ નામકર્મનો જઘન્યરસબંધ પરાવર્તમાન મધ્યમ પરિણામથી થાય છે. માટે ઉત્કૃષ્ટકાળ ચાર સમય આવે છે. આઠે કર્મનો ઉત્કૃષ્ટરસબંધ અને જઘન્ય-રસબંધનો (સૌથી ઓછો) જઘન્યકાળ એક સમય આવે છે. આ રીતે ૧૭૦ માર્ગણાઓમાં પૂર્વાપર યુક્તિઓ અને હેતુઓ વિચારી યંત્રો જોવાથી તેની સુંદર સમજ પ્રાપ્ત થશે

## અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધનો જઘન્ય અને ઉત્કૃષ્ટકાળ

ઓઘમાં જે કર્મનો ઉત્કૃષ્ટરસ કે જઘન્યરસ સમ્યક્ત્વાદિ ગુણાવસ્થામા પ્રાપ્ત થાય તે કર્મનો અનુત્કૃષ્ટ કે અજઘન્યરસનો બંધ ત્રણ વિકલ્પવાળો હોય છે (૧) અનાદિ અનંત (૨) અનાદિ સાન્ત (૩) સાદિ સાન્ત જેમકે-**ત્રણ અઘાતિકર્મોનો** ઉત્કૃષ્ટરસ અને **ઘાતિ-કર્મોનો** જઘન્યરસ ક્ષપકશ્રેણિમા બંધાય છે, તેથી અભવ્યોને એ સ્થાન પ્રાપ્ત ન થતું હોવાથી અઘાતિનો અનુત્કૃષ્ટરસ અને ઘાતિકર્મનો અજઘન્યરસ અનાદિથી બંધાય છે, અને અનંતકાળ સુધી બંધાશે માટે અનાદિ અનંત, ભવ્ય જીવો એ સ્થાન ભવિષ્યમાં પ્રાપ્ત કરશે માટે અનાદિ સાન્ત, અને જે જીવોએ ઉપશમશ્રેણિ માંડી છે, એટલે શ્રેણિમાં અબંધ થયો હવે જ્યારે પડીને ફરી બાંધે ત્યારે સાદિ અને ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરશે ત્યારે સાન્ત

થશે માટે ત્રણ વિકલ્પ કહ્યા અને છેલ્લા વિકલ્પનો જઘન્યકાળ અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધપુદ્ગલ પરાવર્ત છે...આજ રીતે ગોત્રકર્મનો અજઘન્યરસબંધનો કાળ જાણવો.

ચારઘાતિકર્મનો ઉ૦ રસ સંજ્ઞિમિથ્યાદૃષ્ટિ બાંધે છે. તેથી ગુણાભિમુખાવસ્થા ન હોવાથી અનુત્કૃષ્ટનો જઘન્યકાલ ૧ સમય આવે છે, અને તે બે ઉત્કૃષ્ટરસબંધની વચમાં ૧ સમય અનુત્કૃષ્ટ રસ બાંધતા આવે છે અને ઉત્કૃષ્ટકાલ અસંખ્ય પુદ્ગલ પરાવર્ત આવે છે. કેમકે અસંજ્ઞિઅવસ્થાના કાળમાં ઉત્કૃષ્ટરસ બંધાતો ન હોવાથી નિરંતર અનુત્કૃષ્ટરસ બંધાય છે, અસંજ્ઞિની કાયસ્થિતિ અસંખ્ય પુદ્ગલ પરાવર્ત છે. ત્યારબાદ અવશ્ય અલ્પકાળમાં તે જીવોને ઉત્કૃષ્ટરસબંધ થાય છે.

**વેદનીય અને નામકર્મનો** અજઘન્યરસનો જઘન્યબંધકાલ ૧ સમય અને ઉ૦ કાલ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે કેમકે આ બે કર્મનો પરાવર્તમાન મધ્યમ પરિણામથી જઘન્યરસબંધ થાય છે અને આ પરિણામ સર્વજીવભેદોમાં પ્રાપ્ત થાય છે. એટલે કોઇ-પણ અવસ્થા બાધક નથી માટે અસંખ્યલોકપ્રદેશપ્રમાણ કાલે આ અધ્યવસાય પ્રાપ્ત થઇ જાય છે તેથી અજઘન્યરસબંધ અટકી જાય છે, અને જઘન્યરસબંધ થાય છે. માટે અસંખ્ય-લોક કહ્યો.

આયુકર્મનો અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધનો કાલ જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત પ્રમાણ છે કારણ કે આયુષ્યનો બંધકાળ અન્તર્મુહૂર્તથી વધારે નથી.

આ રીતે ૧૭૦ માર્ગણાઓમાંથી કેટલીક માર્ગણાઓમાં અનુકૃષ્ટ અને અજઘન્ય-રસબંધનો કાળ એક સમય આવે છે કેટલીક માર્ગણાઓમાં અંતર્મુહૂર્ત આવે છે, અને ઉત્કૃષ્ટકાળ ઓઘવત્ કેટલીક માર્ગણાઓમા અસખ્યલોક અને કેટલીક માર્ગણાઓમાં સ્વ સ્વ-ઉત્કૃષ્ટ કાયસ્થિતિ વગેરે કાળપ્રમાણ કેવી કેવી રીતે પ્રાપ્ત થાય છે તે, અને તેને સ્પષ્ટ કરતા નિયમો યુક્તિઓ વગેરેનુ સુદર સુબોધ શૈલીથી પ્રતિપાદન ટીકાગ્રંથમા કરેલ છે.

**૮. એક જીવાશ્રિત અન્તરદ્વાર:-** કોઈ એક જીવ ઉત્કૃષ્ટાદિ ચારે પ્રકારના રસબંધ એક વાર બાંધ્યા પછી જઘન્યથી અને ઉત્કૃષ્ટથી કેટલા કાળે બંધ કરશે તે જણાવી વચ્ચેનુ અંતર કેટલું? એ અંતરદ્વારમા વિચારીશું એટલે કે વિવક્ષિતબંધ ફરીથી ઓછામા ઓછા અને વધારેમાં વધારે કેટલા કાળે થશે અર્થાત્ એક જીવને બે વાર થયેલા વિવક્ષિત બંધની વચ્ચે અલ્પમા અલ્પ તે બંધ વિનાનો કાળ કેટલો અને વધારેમાં વધારે કાળ કેટલો? તેનૂ પ્રતિપાદન આ વ્યાખ્યા પરથી આપણે જાણી શકીશું કે જ્યા વિવક્ષિત રસનો ફરી બીજીવાર બંધ ન થાય ત્યાં તે વિવક્ષિત રસબંધનુ અંતર આવી શકતું નથી.

અહીં અતર ત્રણ રીતે પ્રાપ્ત થાય છે. (૧) ક્યાંક જે રસબંધની વિવક્ષા હોય તેના પ્રતિપક્ષી રસબંધ ચાલુ થવાથી (૨) ક્યાંક ઉપશમશ્રેણિના અબંધને લીધે (૩) ક્યાંક પ્રતિપક્ષી પ્રકૃતિબંધ ચાલુ થાય અથવા અબંધ થાય એમ બે પ્રક્રિયાથી અંતર પ્રાપ્ત થાય

છે. આ ત્રણે પ્રકારના અંતરનો કાળ ઓઘથી અને માર્ગણાઓમાં કઇ કઈ રીતે? કેવી કેવી અવસ્થામાં તે તે બંધને આશ્રીને કેટકેટલો પ્રાપ્ત થાય છે? એ જાણીશું એટલે સારું ય અંતરદ્વાર હસ્તામલકવત્ સુસ્પષ્ટ જણાશે.

**અંતર ક્યાં ન આવે ?** (૧) ક્ષપકશ્રેણિમાં જે કર્મનો ઉત્કૃષ્ટ કે જઘન્યરસબંધ થતો હોય ત્યાં તે કર્મના તે રસબંધનુ અંતર ન આવે–કારણ કે તે જીવને તે બંધ ફરી પ્રાપ્ત થવાનો નથી (૨) વળી માર્ગણાઓમાં બીજીવાર તે વિવક્ષિતબંધ થવા પૂર્વે જ જો તે જીવને માર્ગણા વિચ્છેદ થઈ (બદલાઈ) જતી હોય તો ત્યાં પણ અંતર આવી શકતું નથી **દા. ત. :-** (I) ઓઘમાં ત્રણ અઘાતીકર્મનો ઉ૦ રસબંધ અને ચાર ઘાતિકર્મોનો જ૦ રસબંધ ક્ષપકશ્રેણિમાં થાય છે તેથી ત્યાં અંતર નથી ..., (II) ઉપશમ સમ્યક્ત્વ વગેરે કેટલીક માર્ગણાઓમાં ઉત્કૃષ્ટાદિ રસબંધ બીજીવાર માર્ગણા બદલાયા વગર ચાલુ એજ માર્ગણામાં થતો નથી માટે અંતર નથી.

**ચારઘાતી કર્મોના ઉ૦ રસબંધનું અંતર:-** ઓઘમાં જઘન્યથી ૧ સમય ઉત્કૃષ્ટથી અસંખ્ય પુદ્ગલપરાવર્તકાળ સંજ્ઞી મિથ્યાદૃષ્ટિ જીવ ઘાતિનો ઉ૦ રસબંધ કરી ૧ સમય અનુત્કૃષ્ટરસ બાંધી ફરી ઉ૦ બાંધે એટલે જઘન્યથી અંતર ૧ સમય આવે. એ જીવ સંસારમાં પરિભ્રમણ કરતો અસંજ્ઞીપણે ઉત્પન્ન થાય અને ઉ૦ થી અસં૦ પુ૦ પરાવર્ત-પ્રમાણ ઉત્કૃષ્ટકાય સ્થિતિ કાળ સુધી ત્યાં રહી પુન. સંજ્ઞી થાય અને ઉ૦ રસ બાંધે ત્યારે ઉ૦ અંતર અસં૦ પુ૦ પરાવર્તકાળ આવે છે.

આમ માર્ગણાઓમાં સંજ્ઞી અસંજ્ઞી વગેરે ભિન્ન ભિન્ન જીવો હોય અને ઉત્કૃષ્ટ વગેરે રસબંધ સંજ્ઞી વગેરેમાં થતો હોય ત્યાં અસંજ્ઞી વગેરેની ઉ૦ કાયસ્થિતિ જેટલું વ્યવધાન પડવાથી ઉ૦ અંતર આવે છે

જે માર્ગણાઓની કાયસ્થિતિ અસં. લોક અથવા અનંતકાળની છે ત્યાં જો ભિન્ન જાતિના જીવોની કાયસ્થિતિનું વ્યવધાન ન પડતું હોય ત્યાં અસંખ્યલોક અંતર કહેવું, જે માર્ગણાની કાયસ્થિતિ અસંખ્યલોકકાળથી ઓછી હોય ત્યા દેશોનકાયસ્થિતિ કહેવી, પરંતુ જો એમાં કાયસ્થિતિના અંતે તીવ્ર સંક્લેશ વગેરે પ્રાપ્ત ન થતા હોય તો અંત્ય અંતર્મુહૂર્ત કે ભવ વગેરે જે બાધક હોય તેટલો કાળ ન્યૂન કરવો જેમકે મનુષ્યમાર્ગણાની કાયસ્થિતિ ત્રણ પલ્યોપમ સાધિક પૂર્વકોટિપૃથક્ત્વ છે પરંતુ ત્રણ પલ્યોપમના યુગલિક ભવમા તીવ્ર સંક્લેશ પ્રાપ્ત ન થતો હોવાથી એટલો કાળ દેશોનકાયસ્થિતિ પ્રમાણ અંતરમાંથી બાદ કરવો–એટલે કે પૂર્વકોટિપૃથક્ત્વ અંતર પ્રાપ્ત થાય છે

**ચારઘાતિકર્મના જઘન્યરસબંધનું અંતર:-** આ અંતર ઓઘમાં આવતું નથી એમ આપણે પૂર્વે કહી ગયા. તેવી રીતે કેટલીક માર્ગણાઓમાં ક્ષપકશ્રેણિ વગેરેના કારણે, તેમજ કેટલીક માર્ગણાઓમાં માર્ગણાપરાવૃત્તિ વગેરે કારણોને લીધે અંતર કહ્યુ નથી. કેટલીક માર્ગણાઓમાં ગુણાભિમુખ અવસ્થામાં, કેટલીક માગર્ણાઓમા સંજ્ઞી

વગેરે અવસ્થામાં જઘન્યરસબંધ થતો હોવાથી સ્વકાયસ્થિતિપ્રમાણ અંતર આવતું નથી. જેમકે– તિર્યંચગતિ સામાન્ય માર્ગણામાં દેશવિરતિને જઘન્યરસબંધ થાય છે. એટલે કંઈક ન્યૂન (દેશોન) અર્ધપુદ્ગલપરાવર્ત અંતર કહ્યુ અને અભવ્યમાર્ગણામાં સંજ્ઞીને જઘન્યરસબંધ થાય છે, તેથી અસંજ્ઞીની કાયસ્થિતિના વ્યવધાનથી અસંખ્યપુદ્ગલપરાવર્ત-પ્રમાણ અંતર કહ્યું છે બાકી જ્યાં જ્યાં વિશિષ્ટ જીવોની વિશુદ્ધિથી જઘન્યરસબંધ નથી પણ સ્વસ્થાન વિશુદ્ધિ છે, અને માર્ગણાની ઉ૦ કાયસ્થિતિ અસંખ્યલોકથી વધારે છે, ત્યાં અસંખ્યલોક આવે અને માર્ગણાની ઉ૦ કાયસ્થિતિ નાની હોય ત્યા દેશોનકાયસ્થિતિ અંતર આવે

**ત્રણ અઘાતિકર્મના જઘન્યરસબંધનું અંતર :-** વેદનીય અને નામ એ બે કર્મોનો પરાવર્તમાન પરિણામથી જઘન્ય રસબંધ થાય છે જ્યારે ગોત્રકર્મનો કેટલીક માર્ગણામાં વિશુદ્ધિથી અને કેટલીક માર્ગણામા સંક્લેશથી અને કેટલીક માર્ગણામાં પરાવર્તમાનપરિણામથી જઘન્ય રસબંધ થાય છે તેથી વેદનીય અને નામકર્મનું અંતર એક સરખુ ચાલશે, જ્યારે ગોત્રકર્મનુ અંતર એથી જુદી રીતે ચાલશે

**વેદનીય અને નામકર્મનું અંતર:-** જ્યા જે માર્ગણાની ઉ૦ કાયસ્થિતિ અસંખ્ય-લોકથી વધારે છે, ત્યાં વેદનીય અને નામકર્મનુ અંતર અસંખ્યલોક, તે સિવાયની બાકીની માર્ગણામાં લગભગ દેશોનસ્વસ્વકાયસ્થિતિ આવશે. કાર્મણ અને અનાહારક માર્ગણામાં ૧ સમય આવે છે. અવેદ અને સૂક્ષ્મસંપરાય માર્ગણામા અંતર આવતું નથી કેમકે શ્રેણિમાં બંધ છે

**ગોત્રકર્મનું અંતર :-** જ્યાં ગોત્રનો જઘન્યરસ પરાવર્તમાન પરિણામથી બંધાય છે. ત્યાં વેદનીય અને નામકર્મના જેટલુ અંતર આવે, જ્યા જઘન્યરસ ગુણાભિ-મુખાવસ્થાની વિશુદ્ધિથી કે દોષાભિમુખાવસ્થાના સંક્લેશથી બંધાતો હોય અને પછી તરત માર્ગણા પલટાતી હોય તો ત્યા અંતર ન આવે. સંજ્ઞી, અસંજ્ઞી વગેરે ભિન્ન ભિન્ન જીવોથી મિશ્રિત માર્ગણાઓમાં જો સંજ્ઞી વગેરે વિશિષ્ટ જીવો ગોત્રના જઘન્યરસના બંધક હોય, તો ત્યાં અસંજ્ઞી વગેરેની ઉત્કૃષ્ટકાયસ્થિતિના વ્યવધાનથી પૂર્વની જેમ જઘન્ય-રસબંધના અંતરની ઘટના કરી લેવી

**સાતકર્મના અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધનો અંતરકાળ:-** કોઇ માર્ગણામાં કોઇક પ્રકૃતિનો ઉત્કૃષ્ટથી કાળ એક સમય, તો વળી બીજી માર્ગણાઓમાં બે સમય, કોઇક ઠેકાણે વળી અંતર્મુહૂર્ત અંતર પડે છે જ્યારે કેટલીક માર્ગણાઓમાં કેટલીક પ્રકૃતિનુ અંતર જ નથી અનુત્કૃષ્ટના અંતરકાળથી અજઘન્યના અંતરકાળની વિશેષતા એ છે કે કેટલીક માર્ગણાઓમા કેટલાંક કર્મોના અજઘન્યરસબંધનું અંતર ચાર સમય પણ આવે છે.

**ભિન્ન ભિન્ન અંતરકાળ આવવાનાં કારણો :-** (1) જ્યાં જે કર્મનો ઉત્કૃષ્ટ કે જઘન્યરસબંધ અભિમુખાવસ્થાના નિયત સમયે થતો હોય ત્યાર બાદ માર્ગણાની પરાવૃત્તિ

થતી ન હોય તો અનુત્કૃષ્ટ કે અજઘન્યરસબંધનો કાળ **એક સમય** આવે. અને (II) જો માર્ગણા પલટાતી હોય તો ત્યા **અંતર** આવતું **નથી.** (III) જ્યાં જે કર્મનો ઉત્કૃષ્ટ કે જઘન્ય રસબંધ સ્વસ્થાનસંક્લેશ કે સ્વસ્થાનવિશુદ્ધિથી થતો હોય ત્યાં તે કર્મના અનુત્કૃષ્ટ કે અજઘન્યરસબંધનુ અંતર પ્રતિપક્ષબંધપ્રયુક્ત **બે સમય** આવે. (IV) જ્યાં જે કર્મનો જઘન્યરસબંધ પરાવર્તમાન મધ્યમ પરિણામથી થતો હોય ત્યાં અજઘન્યરસનુ અંતર **ચાર સમય** આવે. (V) જે માર્ગણાઓમાં ઉપશમશ્રેણિ દ્વારા કર્મનો અબંધ પ્રાપ્ત થતો હોય, અને તે માર્ગણાઓ પલટાતી ન હોય ત્યાં **અન્તર્મુહૂર્ત** અંતર આવે.

**આયુષ્ય :-** ઉત્કૃષ્ટરસબંધનુ અંતર ઓઘમા જઘન્યથી **એક સમય.** તે આ રીતે– અપ્રમત્ત મુનિ અનુત્તરવિમાનવાસી દેવયોગ્ય આયુષ્યની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા ઉત્કૃષ્ટરસ બાંધે છે. તે મુનિ ઉત્કૃષ્ટરસ બાધી એક સમય અનુત્કૃષ્ટરસ બાધે, ત્યારબાદ ફરી ઉત્કૃષ્ટ-રસ બાંધે ત્યારે જઘન્યઅતર એક સમય આવે. ઉત્કૃષ્ટથી અંતર દેશોનઅર્ધપુદ્ગલ પરાવર્ત.

**જઘન્યરસબંધનું અંતર.-** ઓઘમાં જઘન્યથી એક સમય, ઉત્કૃષ્ટથી અસંખ્યલોક.

**કારણ.-** આયુષ્યનો જઘન્યરસબંધ પરાવર્તમાન પરિણામથી થાય છે. આ પરિણામ સંજ્ઞી અસંજ્ઞી વગેરે જીવભેદોમાં પણ પ્રાપ્ત થાય છે એટલે કે વિશેષ કોઈ અવસ્થામાં થતો નથી તેથી વિશેષ કોઇ બાધક ન હોવાથી ઉત્કૃષ્ટથી અસખ્યલોકપ્રમાણ કાળે આ પરિણામ અવશ્ય પ્રાપ્ત થાય છે તેથી આયુષ્યના જઘન્યરસબંધનુ ઉત્કૃષ્ટ અંતર અસંખ્યલોકકાળ કહ્યુ છે.

**અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધનું અંતર :-** ઓઘમા જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી સાધિક ૩૩ સાગરોપમ. તે આ રીતે કોઇ પૂર્વ કોટિ વર્ષના આયુષ્યવાળા સંજ્ઞી પચેન્દ્રિય તિર્યંચ કે મનુષ્ય પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે આયુષ્ય બાધતા અનુત્કૃષ્ટ કે અજઘન્યરસ બાધે, શેષ આયુષ્યના ક્ષયે ૩૩ સાગરોપમવાળો નારકી થાય ત્યાં આયુષ્યના અતે છેલ્લા અંતર્મુહૂર્તમા આયુષ્ય બાધતા અનુત્કૃષ્ટ કે અજઘન્યરસ બાંધે ત્યારે સાધિક ૩૩ સાગરોપમનુ અતર આવે.

માર્ગણાઓમા પણ ચારેય રસબંધનું જઘન્ય અંતર એક સમય પ્રતિપક્ષીબંધની અપેક્ષાએ આવે છે. અને ઉત્કૃષ્ટ અંતર પ્રતિપક્ષી બંધ અને અબંધ એમ બને રીતોમાથી કઇ કઈ રીતે વધુ પ્રાપ્ત થાય છે એ ટીકાગ્રંથમાં સ્પષ્ટ કરેલું છે

આમ આઠે કર્મના ઉત્કૃષ્ટાદિ ચારે રસબંધોનુ જઘ૦ અંતર બંને એટલું ઓછું કેવી રીતે પ્રાપ્ત થાય? અને ઉ૦ અતર કેવી રીતે વધુ પ્રાપ્ત થાય છે? એ માટે એની ઘટનામાં આપણે જેમ જેમ ઊડા ઉતરીએ છીએ તેમ તેમ કર્મસત્તાના સનાતન સિદ્ધાતો આ વિશ્વમા કેવી કેવી ચોક્કસ રીતે પ્રવર્તે છે તેનુ આંશિકસ્વરૂપ ખ્યાલમા આવે છે. અને આ જગતનુ સ્વરૂપ આ રીતે જ યથાર્થ હોઈ શકે છે, તેમજ આ સ્વરૂપને કહેનાર સર્વજ્ઞ વીતરાગદેવો જ હોઈ શકે છે એમ આપણું મન પોકાર કર્યા વિના રહી શકતું નથી.

વગેરે અવસ્થામાં જઘન્યરસબંધ થતો હોવાથી સ્વકાયસ્થિતિપ્રમાણ અંતર આવતુ નથી. જેમકે- તિર્યંચગતિ સામાન્ય માર્ગણામાં દેશવિરતિને જઘન્યરસબંધ થાય છે. એટલે કંઈક ન્યૂન ( દેશોન ) અર્ધપુદ્ગલપરાવર્ત અંતર કહ્યું અને અભવ્યમાર્ગણામાં સંજ્ઞીને જઘન્યરસબંધ થાય છે, તેથી અસંજ્ઞીની કાયસ્થિતિના વ્યવધાનથી અસંખ્યપુદ્ગલપરાવર્ત-પ્રમાણ અંતર કહ્યું છે બાકી જ્યાં જ્યા વિશિષ્ટ જીવોની વિશુદ્ધિથી જઘન્યરસબંધ નથી પણ સ્વસ્થાન વિશુદ્ધિ છે, અને માર્ગણાની ઉ૦ કાયસ્થિતિ અસંખ્યલોકથી વધારે છે, ત્યાં અસખ્યલોક આવે અને માર્ગણાની ઉ૦ કાયસ્થિતિ નાની હોય ત્યાં દેશોનકાયસ્થિતિ અતર આવે.

**ત્રણ અઘાતિકર્મના જઘન્યરસબંધનું અંતર :-** વેદનીય અને નામ એ બે કર્મોનો પરાવર્તમાન પરિણામથી જઘન્ય રસબધ થાય છે જ્યારે ગોત્રકર્મનો કેટલીક માર્ગણામા વિશુદ્ધિથી અને કેટલીક માર્ગણામા સંક્લેશથી અને કેટલીક માર્ગણામાં પરાવર્તમાનપરિણામથી જઘન્ય રસબધ થાય છે તેથી વેદનીય અને નામકર્મનુ અંતર એક સરખું ચાલશે, જ્યારે ગોત્રકર્મનુ અતર એથી જુદી રીતે ચાલશે.

**વેદનીય અને નામકર્મનું અંતર:-** જ્યાં જે માર્ગણાની ઉ૦ કાયસ્થિતિ અસંખ્ય-લોકથી વધારે છે, ત્યાં વેદનીય અને નામકર્મનુ અંતર અસખ્યલોક, તે સિવાયની બાકીની માર્ગણામા લગભગ દેશોનસ્વસ્વકાયસ્થિતિ આવશે. કાર્મણ અને અનાહારક માર્ગણામા ૧ સમય આવે છે. અવેદ અને સૂક્ષ્મસપરાય માર્ગણામા અંતર આવતુ નથી કેમકે શ્રેણિમાં બંધ છે

**ગોત્રકર્મનું અંતર :-** જ્યા ગોત્રનો જઘન્યરસ પરાવર્તમાન પરિણામથી બધાય છે. ત્યાં વેદનીય અને નામકર્મના જેટલું અતર આવે, જ્યાં જઘન્યરસ ગુણાભિ-મુખાવસ્થાની વિશુદ્ધિથી કે દોષાભિમુખાવસ્થાના સક્લેશથી બંધાતો હોય અને પછી તરત માર્ગણા પલટાતી હોય તો ત્યા અંતર ન આવે. સંજ્ઞી, અસજ્ઞી વગેરે ભિન્ન ભિન્ન જીવોથી મિશ્રિત માર્ગણાઓમાં જો સંજ્ઞી વગેરે વિશિષ્ટ જીવો ગોત્રના જઘન્યરસના બંધક હોય, તો ત્યાં અસંજ્ઞી વગેરેની ઉત્કૃષ્ટકાયસ્થિતિના વ્યવધાનથી પૂર્વની જેમ જઘન્ય-રસબંધના અંતરની ઘટના કરી લેવી.

**સાતકર્મના અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધનો અંતરકાળ:-** કોઇ માર્ગણામાં કોઈક પ્રકૃતિનો ઉત્કૃષ્ટથી કાળ એક સમય, તો વળી બીજી માર્ગણાઓમાં બે સમય, કોઇક ઠેકાણે વળી અંતર્મુહૂર્ત અંતર પડે છે. જ્યારે કેટલીક માર્ગણાઓમાં કેટલીક પ્રકૃતિનુ અંતર જ નથી અનુત્કૃષ્ટના અતરકાળથી અજઘન્યના અંતરકાળની વિશેષતા એ છે કે કેટલીક માર્ગણાઓમા કેટલાક કર્મોના અજઘન્યરસબંધનું અંતર ચાર સમય પણ આવે છે.

**ભિન્ન ભિન્ન અંતરકાળ આવવાનાં કારણો :-** (1) જ્યાં જે કર્મનો ઉત્કૃષ્ટ કે જઘન્યરસબધ અભિમુખાવસ્થાના નિયત સમયે થતો હોય ત્યાર બાદ માર્ગણાની પરાવૃત્તિ-

થતી ન હોય તો અનુત્કૃષ્ટ કે અજઘન્યરસબંધનો કાળ **એક સમય** આવે. અને (II) જો માર્ગણા પલટાતી હોય તો ત્યાં **અંતર** આવતું **નથી.** (III) જ્યાં જે કર્મનો ઉત્કૃષ્ટ કે જઘન્ય રસબંધ સ્વસ્થાનસંક્લેશ કે સ્વસ્થાનવિશુદ્ધિથી થતો હોય ત્યાં તે કર્મના અનુત્કૃષ્ટ કે અજઘન્યરસબંધનું અંતર પ્રતિપક્ષબંધપ્રયુક્ત **બે સમય** આવે. (IV) જ્યાં જે કર્મનો જઘન્યરસબંધ પરાવર્તમાન મધ્યમ પરિણામથી થતો હોય ત્યાં અજઘન્યરસનુ અતર **ચાર સમય** આવે. (V) જે માર્ગણાઓમાં ઉપશમશ્રેણિ દ્વારા કર્મનો અબધ પ્રાપ્ત થતો હોય, અને તે માર્ગણાઓ પલટાતી ન હોય ત્યાં **અન્તર્મુહૂર્ત** અંતર આવે.

**આયુષ્ય :-** ઉત્કૃષ્ટરસબધનુ અંતર ઓઘમાં જઘન્યથી **એક સમય.** તે આ રીતે– અપ્રમત્ત મુનિ અનુત્તરવિમાનવાસી દેવયોગ્ય આયુષ્યની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા ઉત્કૃષ્ટરસ બાંધે છે. તે મુનિ ઉત્કૃષ્ટરસ બાધી એક સમય અનુત્કૃષ્ટરસ બાંધે, ત્યારબાદ ફરી ઉત્કૃષ્ટ-રસ બાંધે ત્યારે જઘન્યઅતર એક સમય આવે. ઉત્કૃષ્ટથી અંતર દેશોનઅર્ધપુદ્ગલ પરાવર્ત.

**જઘન્યરસબંધનું અતર:-** ઓઘમાં જઘન્યથી એક સમય, ઉત્કૃષ્ટથી અસંખ્યલોક.

**કારણ** - આયુષ્યનો જઘન્યરસબંધ પરાવર્તમાન પરિણામથી થાય છે આ પરિણામ સંજ્ઞી અસંજ્ઞી વગેરે જીવભેદોમાં પણ પ્રાપ્ત થાય છે એટલે કે વિશેષ કોઈ અવસ્થામાં થતો નથી તેથી વિશેષ કોઇ બાધક ન હોવાથી ઉત્કૃષ્ટથી અસખ્યલોકપ્રમાણ કાળે આ પરિણામ અવશ્ય પ્રાપ્ત થાય છે. તેથી આયુષ્યના જઘન્યરસબંધનુ ઉત્કૃષ્ટ અંતર અસંખ્યલોકકાળ કહ્યું છે.

**અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધનું અંતર :-** ઓઘમાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી સાધિક ૩૩ સાગરોપમ. તે આ રીતે કોઇ પૂર્વકોટિવર્ષના આયુષ્યવાળા સંજ્ઞી પચેન્દ્રિય તિર્યંચ કે મનુષ્ય પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે આયુષ્ય બાધતા અનુત્કૃષ્ટ કે અજઘન્યરસ બાધે, શેષ આયુષ્યના ક્ષયે ૩૩ સાગરોપમવાળો નારકી થાય ત્યાં આયુષ્યના અતે છેલ્લા અંતર્મુહૂર્તમા આયુષ્ય બાધતા અનુત્કૃષ્ટ કે અજઘન્યરસ બાધે ત્યારે સાધિક ૩૩ સાગરોપમનુ અતર આવે.

માર્ગણાઓમાં પણ ચારેય રસબધનું જઘન્ય અંતર એક સમય પ્રતિપક્ષીબંધની અપેક્ષાએ આવે છે. અને ઉત્કૃષ્ટ અંતર પ્રતિપક્ષી બંધ અને અબંધ એમ બંને રીતોમાથી કઇ કઈ રીતે વધુ પ્રાપ્ત થાય છે એ ટીકાગ્રંથમા સ્પષ્ટ કરેલું છે

આમ આઠે કર્મના ઉત્કૃષ્ટાદિ ચારે રસબંધોનુ જઘ૦ અંતર બને એટલુ ઓછું કેવી રીતે પ્રાપ્ત થાય? અને ઉ૦ અતર કેવી રીતે વધુ પ્રાપ્ત થાય છે? એ માટે એની ઘટનામાં આપણે જેમ જેમ ઊંડા ઉતરીએ છીએ તેમ તેમ કર્મસત્તાના સનાતન સિદ્ધાંતો આ વિશ્વમાં કેવી કેવી ચોક્કસ રીતે પ્રવર્તે છે તેનુ આંશિકસ્વરૂપ ખ્યાલમા આવે છે. અને આ જગતનુ સ્વરૂપ આ રીતે જ યથાર્થ હોઈ શકે છે, તેમજ આ સ્વરૂપને કહેનાર સર્વજ્ઞ વીતરાગદેવો જ હોઈ શકે છે એમ આપણું મન પોકાર કર્યા વિના રહી શકતું નથી.

**૯. સંનિકર્ષદ્વાર :-** સંનિકર્ષ એટલે સંબધ. જ્ઞાનાવરણકર્મના ઉત્કૃષ્ટરસબંધ વખતે બાકીની પ્રકૃતિનો કયો સંબંધ ? એટલે કે તે વખતે બાકીની પ્રકૃતિનો ઉ૦ રસ બંધાય કે અનુત્કૃષ્ટરસ બધાય ? અને જો અનુત્કૃષ્ટરસ બંધાય તો પોતાના ઉત્કૃષ્ટરસ કરતા અનન્તભાગહીન, અસંખ્યભાગહીન, સંખ્યાતભાગહીન, સંખ્યાતગુણહીન, અસંખ્યાતગુણહીન કે અનંતગુણહીન બધાય ? આ રસબંધના વિચારને સનિકર્ષ=સંબંધ કહેવાય છે. એમ જઘન્યરસબંધ વખતે શેષ પ્રકૃતિનો જઘન્યરસ કે અજઘન્યરસ બંધાય ? જો અજઘન્યરસ બધાય તો કેટલો અધિક બધાય એમ અહી પણ છ એ સ્થાનેથી વિચારી એ રસ અધિક છે કે નહિ એ વિચારવુ એમ દર્શનાવરણકર્મના ઉ૦ અને જઘ૦ રસબધ સાથે બાકીના કર્મના સંબધ (સનિકર્ષ) નો વિચાર–અને એવી રીતે સર્વ કર્મો સાથેના સનિકર્ષનો વિચાર આ દ્વારમાં કર્યો છે.

ક્ષપકશ્રેણિના કે ઉપશમશ્રેણિના નવમા અનિવૃત્તિકરણ ગુણસ્થાનકથી સમાન ગુણસ્થાનકોના સમાન સમયે જે જે કર્મનો ઉત્કૃષ્ટ રસબધ કહ્યો છે, તે સર્વ કર્મોનો ઉત્કૃષ્ટ રસ જ બધાય છે એવી રીતે જઘન્યરસબંધ માટે પણ જાણવુ જેમકે–વેદનીય નામ અને ગોત્રકર્મનો ઉત્કૃષ્ટ રસબધ દશમા ગુણસ્થાનકના ચરમ સમયે થાય છે તેથી ત્યા વેદનીયાદિ કોઇપણ એક કર્મના ઉત્કૃષ્ટ રસબંધ વખતે બીજા બે કર્મોના ઉત્કૃષ્ટરસનો જ બધ સમજવો. મોહનીય અને આયુષ્યનો બધ જ નહીં અને ત્રણઘાતિકર્મનો અનુત્કૃષ્ટ અનંતગુણહીન જ રસ બધાય છે એજ રીતે જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાય કર્મનો જઘન્યરસબંધ ત્યા જ થાય છે તેથી જ્ઞાનાવરણના બધ વખતે બાકીના બે કર્મનો જઘન્યરસ જ બંધાય છે આનુ કારણ એ છે કે શ્રેણિના નવમા ગુણઠાણાથી દરેક સમયના અધ્યવસાયો તુલ્ય છે જ્યારે બીજા ગુણસ્થાનકોમાં અધ્યવસાયો નાનાવિધ અનેક વિચિત્રતા ગર્ભિત હોય છે તેથી ત્યા જે કર્મોનો તીવ્ર સંક્લેશથી ઉત્કૃષ્ટ રસબધ કહ્યો છે ત્યા બધા કર્મોનો ઉત્કૃષ્ટ રસબધ જ થાય એવો નિયમ નથી પરંતુ કોઈ એક કર્મના ઉત્કૃષ્ટ રસબધ વખતે બાકીના કર્મોનો અનુત્કૃષ્ટ રસબધ પણ થાય છે અને તે છ એ સ્થાનથી હીન હોઇ શકે છે અને તીવ્ર સક્લેશથી થતા ઉત્કૃષ્ટ રસબંધ વખતે અન્યકર્મનો વિશુદ્ધિથી કે પરાવર્તમાનપરિણામથી થતો રસબધ અનુત્કૃષ્ટ જ હોય છે. અને તે રસ અનંતગુણ હીન જ હોય છે આ વખતે આયુનો બધ થતો નથી કારણ કે તીવ્રસંક્લેશ કે તીવ્રવિશુદ્ધિમા આયુષ્યનો બધ થતો નથી

**દા. ત.:-** ઘાતિકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ તીવ્રસક્લેશથી થાય છે તેથી જ્ઞાનાવરણના ઉત્કૃષ્ટ રસબંધ વખતે શેષ ત્રણ ઘાતિકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ થાય અને અનુત્કૃષ્ટ રસબંધ પણ થાય, અને તે અનુત્કૃષ્ટ રસ છ એ સ્થાનથી હીન હોય છે ત્રણ અઘાતિકર્મનો અનુત્કૃષ્ટ રસ જ બંધાય, અને તે રસ અનન્ત ગુણ હીન હોય છે ત્યારે આયુષ્યનો બધ થતો નથી.

આ જ રીતે વિશુદ્ધિથી થતા ઉત્કૃષ્ટ રસબન્ધ વખતે સંક્લેશ કે મધ્યમપરિણામથી થતા ઉત્કૃષ્ટરસબન્ધવાળા કર્મોનો અનન્તગુણ હીન એવો અનુત્કૃષ્ટ જ રસબન્ધ થાય. શ્રેણિ

સિવાય તુલ્યવિશુદ્ધિથી થતા ઉત્કૃષ્ટ રસબન્ધવાળા કર્મોનો ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ રસબન્ધ પણ થાય. અને તે ષટ્ સ્થાનથી હીન હોઇ શકે છે. આયુના ઉત્કૃષ્ટ રસબંધ વખતે સાતે કર્મનો અનુત્કૃષ્ટરસ જ બંધાય.

આવી જ રીતે જઘન્યરસબંધના સંનિકર્ષની ઘટના કરી લેવી. એ કરતાં પહેલા જઘન્યરસબન્ધ શ્રેણિમાં પ્રાપ્ત થાય છે કે નહિ એ જોવું. શ્રેણિના નવમા અનિવૃત્તિકરણ ગુણસ્થાન વગેરેમાં હોય તો ઉપર પ્રમાણે જાણવું

જ્યાં કોઇ એક કર્મનો તીવ્રસંક્લેશથી જઘન્યરસબન્ધ થાય છે ત્યાં તેવા જ સંક્લેશથી થતા જઘન્યરસબન્ધવાળા બીજા કર્મોનો જઘન્ય અને અજઘન્ય એમ બન્ને પ્રકારનો રસબન્ધ થાય છે. અને વિશુદ્ધિથી અને મધ્યમપરિણામથી થતા જઘન્યરસબંધવાળા કર્મનો અજઘન્યરસ જ બધાય આ રીતે વિશુદ્ધિથી થતા જઘન્યરસબન્ધ વખતે સંક્લેશ અને મધ્યમપરિણામથી થતા જઘન્યરસબન્ધવાળા કર્મોનો અજઘન્યરસ જ બંધાય છે. અને મધ્યમપરિણામથી થતા જઘન્યરસબન્ધ વખતે સંક્લેશ અને વિશુદ્ધિથી થતા જઘન્યરસબંધવાળા કર્મોનો અજઘન્યરસ જ બધાય છે અને આવા પોતાની સમાન કક્ષાવાળા પરિણામથી એટલે કે વિશુદ્ધિ વખતે સમાન વિશુદ્ધિથી થતા, અને મધ્યમપરિણામ વખતે મધ્યમપરિણામથી થતા જઘન્ય રસબંધવાળા કર્મોનો જઘન્ય અને અજઘન્ય બન્ને પ્રકારનો રસબંધ થઇ શકે છે.

આમ આ સામાન્ય નિયમોને જાણી લઇ ઓઘમાં અને માર્ગણાઓમાં દરેક કર્મના ઉત્કૃષ્ટ રસબંધ સાથે બાકીના કર્મનો સનિકર્ષ શું છે? અને તે બંધ કેટલો અધિક છે? કેટલો હીન છે? તથા તેમ થવામા ઉપર દર્શાવેલ સિદ્ધાતો કેવી કેવી રીતે ઘટે છે, તેને અંગે ભિન્ન ભિન્ન યુક્તિઓ કઇ કઇ છે? આ બધા પ્રશ્નોનુ સુંદર સમાધાન ટીકાગ્રંથમા કરેલ છે તેમજ આ સમગ્ર વિષયને પૂર્વની જેમ યંત્રો (કોઠા)મા ગુથી લીધો છે

**૧૦. ભંગવિચય :-** (અહીંથી બધા દ્વારો અનેક જીવોને આશ્રીને સમજવા)

ભંગવિચય એટલે ભાગાઓનો સમૂહ, ઉત્કૃષ્ટાદિરસોના બંધ કરનારા એક અનેક આત્માઓ હોય છે તેઓને આશ્રીને બધક અને અબધક એ બે પદના એકવચન અને બહુવચનથી આઠ ભાગા–વિકલ્પ થાય છે તે આ પ્રમાણે (૧) એક બંધક (૨) એક અબંધક (૩) સર્વ બંધક (૪) સર્વ અબંધક (૫) એક બંધક એક અબંધક (૬) એક બધક અનેક અબધક (૭) અનેક બંધક એક અબધક (૮) અનેક બંધક અનેક અબંધક

અહીં અબંધક એટલે સર્વ રસનો બંધ ન કરનાર એમ નહીં પણ વિપરીત રસનો બધ કરનાર લેવાનો છે. **દા. ત. :-** ઉત્કૃષ્ટરસનો અબધક એટલે અનુત્કૃષ્ટરસનો બંધક છે એમ સમજવું.

પહેલો ભંગ "એક બધક" કયારે ઘટે? જ્યારે માર્ગણામા એક જ જીવ હોય અને તે ચારમાથી કોઇપણ એક વિવક્ષિત રસનો બંધક હોય ત્યારે પરંતુ કદાચ માર્ગણામા

તે વખતે બીજો જીવ હોય અને તે વિવક્ષિત રસથી વિપરીત રસનો બંધક હોય ત્યારે આ પહેલો ભંગ ન ઘટે. પણ તે વખતે "એક બંધક એક અબંધક" એ પાંચમો ભંગ ઘટે. આ રીતે દરેક ભંગોની ઘટના કરી શકાય તેવી છે. તેથી વિસ્તૃત વિવેચન કર્યું નથી. આ આઠ ભંગમાંથી કયા કોને કેટલા ભંગ પ્રાપ્ત થાય છે એ દર્શાવતું આ સંપૂર્ણ ભંગવિચય દ્વાર સાગરસમું છે. પરંતુ તેને જો આપણે ત્રણ નિયમો રૂપી ગાગરમાં સમાવી લઈશુ તો તે સમજવું સરળ બનશે

(૧) ઓઘ કે માર્ગણામાં જે જે કર્મના ઉત્કૃષ્ટ રસબંધકો કે જઘન્ય રસબંધકો અસખ્યલોકપ્રદેશપ્રમાણ કે અનંતા હોય તો ત્યાં તે તે કર્મના ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટરસના બંધકો કે જઘન્ય અને અજઘન્યરસના બંધકોનો "અનેક બંધક અને અનેક અબંધક" નામનો આઠમો એક જ ભંગ આવે

(૨) ઓઘમા આઠે કર્મના અને માર્ગણાઓમાં જે માર્ગણા હમેશ રહેનારી હોય (સાર્વદિકી) છે તે માર્ગણાઓમા આયુષ્ય વિના સાતે કર્મમાથી જે કર્મના ઉત્કૃષ્ટ રસ કે જઘન્યરસના બંધકો અસંખ્યલોકથી ઓછા હોય તે કર્મના ઉત્કૃષ્ટ રસ કે જઘન્યરસના (૪થો–૬ઠ્ઠો–૮મો) ચોથો, છઠ્ઠો, આઠમો એમ ત્રણ ભંગ અને અનુત્કૃષ્ટ કે અજઘન્યરસના (૩જો–૭મો–૮મો) ત્રીજો, સાતમો, આઠમો એમ ત્રણ ભંગ ઘટે

(૩) જે માર્ગણાઓ સાન્તર એટલે કે કેટલોક કાળ હોય જ્યારે કેટલોક કાળ જગતમા ન હોય જેમકે અપર્યાપ્ત મનુષ્ય, વૈક્રિયમિશ્રયોગ, આહારકયોગ વગેરે ૧૧ માર્ગણાઓ. આ માર્ગણાઓમાં ક્યારે એક, બે વગેરે જીવો પણ હોય છે. તેથી ચારે પ્રકારના રસના આઠે ભાગા મળી શકે છે.

જે માર્ગણાઓમા આયુષ્યના બંધકો અસંખ્યલોકપ્રદેશ સંખ્યાથી ન્યૂન છે ત્યાં સર્વત્ર આયુષ્ય કર્મના ચારે રસના આઠ ભંગ ઘટી શકે છે.

હવે અસંખ્યલોકપ્રમાણ કે અનંતસંખ્યાપ્રમાણ બંધકો ક્યાં આવે તે જોઇએ જે કર્મના ઉત્કૃષ્ટાદિ ચારેય રસોમાંથી જે રસના બંધકો અપર્યાપ્ત બાદર પૃથ્વ્યાદિ જીવો કે સૂક્ષ્મ પૃથ્વ્યાદિ જીવો હોય તો તે કર્મના તે રસના બંધકો અસખ્યલોકપ્રમાણ હોય. અને જો સાધારણ વનસ્પતિકાય (નિગોદ) ના જીવો એ રસ બાંધતા હોય તો અનંતા બંધકો હોય છે

આ પ્રમાણે આ ત્રણ નિયમોને ધ્યાનમા લઈ ભંગવિચયપ્રદર્શક યન્ત્રમાં ભાંગાઓની સંખ્યા જોવાથી બરાબર ખ્યાલ આવી જશે કે આ કારણોથી અહીં આ ભાંગાઓ આવે છે સંસ્કૃત ટીકાગ્રંથનુ અવગાહન કરવાથી તો દર્પણની જેમ આપના માનસપટ પર ભંગવિચય દ્વારનો વિષય પ્રતિબિંબિત થઇ શકે તેમ છે

**૧૨. ભાગદ્વાર:-** ભાગપ્રરૂપણા એટલે જ્યારે જે જે કર્મના ઉત્કૃષ્ટરસના કે જઘન્ય-

રસના બંધકો વધુમાં વધુ સંખ્યામાં ઉત્કૃષ્ટપદે હોય ત્યારે તે તે કર્મના સર્વ રસબંધકોની અપેક્ષાએ તે બંધક જીવો કેટલામે ભાગે છે? એટલે કે તે બંધકો સર્વબંધકોના સંખ્યાતમે ભાગે છે? અસંખ્યાતમે ભાગે છે? કે અનંતમે ભાગે છે? એ જો સંખ્યાતમે ભાગે હોય તો તેના અનુત્કૃષ્ટ કે અજઘન્ય રસબંધકો સંખ્યાતબહુભાગે હોય, અસંખ્યાતમે ભાગે હોય તો અસંખ્યાત બહુભાગે હોય, અને જો અનંતમે ભાગે હોય તો અનંત બહુભાગે હોય ઇત્યાદિ નિરૂપણ –

(I) જ્યાં રસબન્ધકો અનંતા હોય અને ઉત્કૃષ્ટ કે જઘન્યના રસબન્ધકો મનુષ્ય વગેરે કે સંજ્ઞી, તેજસ્કાય વગેરે વિશિષ્ટ જીવોને લઇને સંખ્યાત કે અસંખ્યાત જ પ્રાપ્ત થતા હોય ત્યાં ઉત્કૃષ્ટ કે જઘન્યરસના બંધકો એક અનંતમે ભાગે, અને અનુત્કૃષ્ટ કે અજઘન્યરસના બંધકો અનંતબહુભાગે આવે છે.

(II) જ્યા રસબંધકો સંખ્યાતા હોય અને ઉ૦ કે જઘ૦ રસના બંધકો અતિઅલ્પ સંખ્યામા હોય ત્યા ઉ૦ કે જઘ૦ રસના બંધકો એક સંખ્યાતમે ભાગે, અને અનુ૦ કે અજ૦ ના રસબંધકો સંખ્યાતબહુભાગે આવે છે દા. ત – પર્યાપ્તમનુષ્યાદિમાર્ગણામા

(III) જ્યા રસબંધકો અસંખ્યાતા હોય અને ઉ૦ કે જઘ૦ રસના બંધકો સંખ્યાત કે અત્યલ્પ અસંખ્યાત હોય ત્યા, તથા જ્યાં રસબંધકો અનંતા હોય અને ઉ૦ કે જઘ૦ ના રસબંધકો પણ અનંતા હોય ત્યા પણ ઉ૦ કે જઘ૦ રસના બંધકો એક અસંખ્યભાગ આવે અને અનુ૦ કે અજઘ૦ ના રસબંધકો અસંખ્યબહુભાગ આવે છે.

અનંતજીવોવાળી માર્ગણાઓમાં અનંતા રસબંધકો આવે છે. અનંતજીવોવાળી ૩૮ માર્ગણાઓ ગ્રંથના ૨૬મા પાના પર ગત્યાદિમાર્ગણાઓના યંત્રમા દર્શાવી છે. તથા ઉત્કૃષ્ટ કે જઘન્ય રસબંધકો સંખ્યાત, કે અસંખ્યાત કે અનંતા છે એ હવે પછીના પરિમાણ-દ્વારથી તથા તેનું યંત્ર જોવાથી જાણી શકાય છે આ જાણવાથી ભાગદ્વાર જાણવાની મુશ્કેલી રહેશે નહિ

**૧૨. પરિમાણદ્વાર**:- અહીં આઠે કર્મના ઉત્કૃષ્ટાદિ ચારેય રસબંધકોનું પરિમાણ સંખ્યાત, અસંખ્યાત કે અનંત એમ ત્રણ રીતે જ દર્શાવ્યું છે. આ ત્રણે પ્રકારનું પરિમાણ કયા કયા આવે એ માટે સામાન્ય આ રીતે તપાસવુ –

(૧) જ્યાં જે કર્મના ઉત્કૃષ્ટાદિ રસબંધકો કેવલ પર્યાપ્ત મનુષ્યો જ હોય અથવા તેમાં જ ઉત્પન્ન થનારા જીવો હોય ત્યા તે કર્મના ઉત્કૃષ્ટાદિ રસબન્ધકો **સંખ્યાતા** આવે (સર્વાર્થસિદ્ધમા દેવો સંખ્યાતા છે ત્યા સંખ્યાતા બંધકો કહેવા)

(૨) જ્યા જે કર્મના ઉત્કૃષ્ટાદિ રસબંધકો સાધારણ વનસ્પતિકાય જીવો હોય ત્યા તે કર્મના ઉત્કૃષ્ટાદિ રસબંધકો **અનંતા** આવે.

(૩) ઉપર કહેલી બે રીત સિવાય બાકી રહેલા જીવો ઉત્કૃષ્ટાદિ રસબંધકો

**અસંખ્યાતા** હોય છે એમા વિશેષતા એ છે કે જ્યાં અપર્યાપ્તબાદર પૃથ્વીકાયાદિ કે સૂક્ષ્મજીવો બંધક તરીકે પ્રાપ્ત થાય ત્યા અસંખ્યલોક પ્રમાણ અસંખ્યાતા બંધકો આવે.

આ પ્રમાણે બંધકોનું પરિમાણ સમજી લેવાથી આગળ ઉપર કહેવાતા ક્ષેત્ર, સ્પર્શના વગેરે દ્વારોમા તથા પૂર્વના દ્વારોમા કહેલા નિયમો, ચાવીઓ વગેરે સહેલાઈથી જાણી શકાય છે અને વિષય વધુ સ્પષ્ટ થાય છે

**૧૩. ક્ષેત્રદ્વાર:**-આ દ્વારમા કહેવાતું ક્ષેત્ર, અને આ પછીના સ્પર્શના દ્વારમાં કહેવાતી સ્પર્શના, આ બેમા તફાવત શુ છે એ પહેલા જાણવું જરૂરી છે બંધવિધાન મહાન શાસ્ત્રમા ક્ષેત્રનું નિરૂપણ જીવસમાસ ગ્રંથના અનુસારે વર્તમાન કાળને એટલે કે એક સમયને આશ્રીને બતાવ્યું છે અને સ્પર્શના અતીતકાળની અપેક્ષાએ કહી છે તેથી દરેક માર્ગણામા સ્પર્શના અનંતા જીવોની અપેક્ષાએ થાય છે અને ક્ષેત્ર વર્તમાનમાં રસબંધ કરનાર જીવોની મુખ્યતાએ દર્શાવાય છે તેથી આ ક્ષેત્ર **સર્વલોક, દેશોનલોક** અને **લોકનો અસંખ્યભાગ** એમ ત્રણ રીતે બતાવ્યું છે

સર્વલોક વગેરે ક્ષેત્ર કયા કયા આવે છે તેના ઉપર સામાન્યથી દૃષ્ટિપાત કરીએ.

(૧) જ્યા જે કર્મોના ઉત્કૃષ્ટાદિ રસના બંધકો સૂક્ષ્મજીવો હોય અગર સૂક્ષ્મ સિવાયના જીવો પણ જો અસંખ્યલોકપ્રમાણ કે અનંતની સંખ્યામાં હોય અને તેઓએ મરણસમુદ્ઘાતથી પોતાના આત્મપ્રદેશોને સૂક્ષ્મજીવોના ઉત્પત્તિસ્થાનમા પ્રસાર્યા હોય તે રસબંધકજીવોનું ક્ષેત્ર સર્વલોક આવે કેમકે સૂક્ષ્મજીવો સર્વલોકવ્યાપી છે.

**દા. ત :-** એકેન્દ્રિય સામાન્ય (ઓઘ) માર્ગણામા ઘાતિકર્મના ઉત્કૃષ્ટ રસબન્ધકો બાદરજીવો છે તેથી અનંતા છે અને મરણસમુદ્ઘાતથી તેઓ સૂક્ષ્મજીવોના ઉત્પત્તિક્ષેત્રમાં આત્મપ્રદેશો ફેંકે છે કેમકે નિયમ એવો છે કે જો મરણ વખતે તીવ્ર સંક્લેશ હોય તો તે પોતાને યોગ્ય હલકામાં હલકી ગતિમાં ઉત્પન્ન થાય છે અને જો તીવ્ર વિશુદ્ધિ હોય તો સ્વયોગ્ય ઊંચામા ઊંચી ગતિમા જાય છે ઘાતીના ઉત્કૃષ્ટ રસબંધ વખતે તીવ્ર સંક્લેશ હોય છે અને બાદર એકેન્દ્રિયને યોગ્ય હલકામાં હલકી ગતિ સૂક્ષ્મએકેન્દ્રિયની છે અને બાદરએકેન્દ્રિય જીવો તેના બંધક તરીકે અનંતા મળે છે. તેથી ક્ષેત્ર સર્વલોક આવે, આ રીતે બધે ઘટના કરવી

(૨) જ્યા જે કર્મના ઉત્કૃષ્ટાદિ રસબંધકોમા પર્યાપ્તબાદરવાયુકાયની મુખ્યતા હોય અને તે ઘનીકૃતલોકની અસંખ્યપ્રતરના પ્રદેશપ્રમાણ જેટલી સંખ્યામા તે તે રસબંધક તરીકે જો પ્રાપ્ત થાય તો દેશોનલોક ક્ષેત્ર આવે.

(૩) બાકી બધામા લોકનો અસંખ્યભાગ ક્ષેત્ર આવે કારણ કે ત્યા સૂક્ષ્મજીવો તદ્બંધક તરીકે પ્રાપ્ત થતા નથી, અને સૂક્ષ્મજીવોના ઉત્પત્તિક્ષેત્રમાં મરણસમુદ્ઘાત કરનારા તેના બન્ધકો અસંખ્યલોકપ્રદેશપ્રમાણ સંખ્યામા મળતા નથી અને વળી તે તે માર્ગણામાં

પહેલા કહેલી સંખ્યામાં પર્યાપ્ત બાદર વાયુકાયની મુખ્યતા પણ નથી તેથી લોકનો અસંખ્ય-ભાગ ક્ષેત્ર કહ્યુ.

બતાવેલી આ સામાન્ય રીતો લક્ષમાં રાખી ક્ષેત્રદ્વારના કોઠામાંથી (યન્ત્રમાથી) ઓઘ અને માર્ગણામા દર્શાવેલ ક્ષેત્રને જોઈશું તો સહેજે આપણે જાણી શકીશું કે આ આ કારણોથી અહીં આટલું ક્ષેત્ર આવ્યું હશે, અને આપણે ધારેલા કારણો ખરાં છે કે નહિ એ યન્ત્રમાં દર્શાવેલ જે ગાથા નબર હોય તે ગાથાની સંસ્કૃતટીકા વાંચવાથી આપણે જાણી શકીશું.

**૧૪. સ્પર્શનાદ્વાર :-** આપણે ઉપર જણાવી ગયા કે ક્ષેત્ર એ વર્તમાનકાળને આશ્રીને બતાવ્યું છે અને સ્પર્શના અતીતકાલની અપેક્ષાએ ગણવાની છે. એટલે સ્પર્શનામા સર્વત્ર વિવક્ષિતરસના બંધકો અનંતાનંત આવે એ લક્ષ્યમાં રાખવું આ સ્પર્શના જાણવા પહેલા તે કયા કયા જીવોને કેવી કેવી રીતે પ્રાપ્ત થાય છે એ જાણવુ જરૂરી છે.-

સ્પર્શના મુખ્ય ત્રણ રીતે પ્રાપ્ત થાય છે (૧) સ્વસ્થાનથી (૨) ગમનાગમનથી (૩) અને સમુદ્ઘાતથી

(૧) **સ્વસ્થાનથી** એટલે કે પોતાના ઉત્પત્તિક્ષેત્રને આશ્રીને સ્વમાર્ગણાવર્તી અનેક જીવો દ્વારા અવગાહિત ક્ષેત્રથી પ્રાપ્ત થતી સ્પર્શના જેમકે સૂક્ષ્મજીવોનુ ઉત્પત્તિક્ષેત્ર સર્વલોક છે, માટે સ્વસ્થાનથી સ્પર્શના સર્વલોક કહેવાય છે

(૨) **ગમનાગમનથી**- આને શાસ્ત્રીય પરિભાષામા વિહારવત્ક્ષેત્ર પણ કહેવાય છે. જેમકે દેવો ઊર્ધ્વલોકમાથી અધોલોક કે તિર્યગ્લોકમા વારવાર જતા આવતા હોવાથી આ સ્પર્શના પ્રાપ્ત થાય છે તે આ રીતે દેવો પોતાનુ મૂળ શરીર પોતાના વિમાનમા રાખી ઉત્તરવૈક્રિયશરીરે અન્ય અન્ય સ્થાનોએ ફરતા હોય છે ત્યારે પોતાના આત્મપ્રદેશો એક સાકળની જેમ સલગ્ન રહેતા હોવાથી વચગાળાના બધા જ આકાશ પ્રદેશની સ્પર્શના થાય છે આમ અતીતકાલમા અનતાનંત દેવોને આશ્રીને ઊર્ધ્વલોકમા બારમા દેવલોક સુધી એટલે કે ૭ રાજલોકની સ્પર્શના અને અધોલોકમા ત્રીજી પૃથ્વી (નરક) સુધી એટલે કે બે રાજલોકની સ્પર્શના, તેથી ગમનાગમનથી કુલસ્પર્શના ૮ રાજની આવે છે

(૩) **સમુદ્ઘાતથી**-સમુદ્ઘાત સાત પ્રકારે છે અહીં રસબધમા કેવલિસમુદ્ઘાત પ્રાપ્ત થતો ન હોવાથી તે સિવાયના ૭ સમુદ્ઘાતમા વધુમા વધુ સ્પર્શના મરણસમુદ્ઘાતથી પ્રાપ્ત થાય છે તેથી મુખ્યત્વે મરણસમુદ્ઘાતની અપેક્ષાએ વિચાર કર્યો છે જ્યારે જીવો મરણ પથારીએ હોય છે ત્યારે અહીથી ભવાતરમાં જ્યા ઉત્પન્ન થવાનું હોય ત્યાં સુધી કેટલાક જીવો પોતાના આત્મપ્રદેશોનો દંડ કરે છે અને તે વખતે અન્તરાલવર્તી આકાશપ્રદેશોની સ્પર્શના આવે છે-આમા ખાસ કરીને ઉત્કૃષ્ટ કે જઘન્ય રસબધકોની સ્પર્શના વિચારતા એટલું ધ્યાન રાખવું કે ઉ૦ કે જઘ૦ રસ તીવ્રવિશુદ્ધિથી બધાતો હોય, તે કર્મના

બંધકો જો મરણાવસ્થામા હોય તો તે નિયમા સ્વયોગ્ય શ્રેષ્ઠગતિમા જ ઉત્પન્ન થાય છે. અને તે વખતે જો મરણસમુદ્દઘાત થાય તો તેના આત્મપ્રદેશોનો દંડ સ્વયોગ્ય શ્રેષ્ઠ ગતિમા જ થએલો હોય છે અને જો સંક્લેશથી ઉ૦ કે જઘ૦ રસ બંધાતો હોય તો તેનાથી વિપરીત એટલે કે તેબંધક સ્વયોગ્યહીનમા હીન ગતિમાં આત્મપ્રદેશોનો દંડ પ્રસારે છે અને જો મધ્યમ પરિણામથી રસબંધ થતો હોય તો તેના બંધકો સ્વયોગ્ય ગમે તે ગતિરૂપ ઉત્પત્તિસ્થાનમા આત્મપ્રદેશનો દંડ ફેંકી શકે છે આ રીતે મધ્યમ પરિણામની જેમ અનુત્કૃષ્ટ કે અજઘન્યરસ માટે પણ જાણવું.

આયુષ્યના બંધ વખતે મરણસમુદ્દઘાત પ્રવર્તી શકતો નથી માટે આયુના રસબંધકોની સ્પર્શના મરણસમુદ્દઘાત વિના બીજી રીતે આવે છે તે વિચારી લેવી.

આ સ્પર્શનાનિરૂપણમા એકભાગ સ્પર્શના, બેભાગ સ્પર્શના વગેરે રીતથી પણ સ્પર્શના કહેલી છે, તો એક ભાગ વગેરે કેવી રીતે છે તે જાણી લઈએ, અહીં આ ભાગો ત્રસ-નાડીના લેવાના છે, ત્રસનાડી લંબાઈ અને પહોળાઈમા એક રાજ છે અને ઊંચાઇમાં ૧૪ રાજ છે એટલે ત્રસનાડીના ચૌદ ભાગ બને છે, તેથી એક ભાગસ્પર્શના એટલે લંબાઇ અને પહોળાઈમા એક રાજ એવી જે ત્રસનાડી તેનો એક ભાગ એટલે ઊંચાઈમા પણ એક રાજ, આમ બે ભાગ એટલે લંબાઈ અને પહોળાઈમા એક રાજ અને ઊંચાઇમા બે રાજ એવી ત્રસનાડીની સ્પર્શના લેવી આમ ત્રણ ભાગ, ચાર ભાગ વગેરે માટે જાણવું આ ઉપરથી આપણે સમજી શકીશુ કે સ્પર્શના સૂચિરજ્જુ કે પ્રતર રજ્જુમા લેવાની નથી પણ ઘનરજ્જુમા ગણવાની છે અતીતકાલને આશ્રીને સ્પર્શના ગણાતી હોવાથી તે સુખપૂર્વક ઘનરજ્જુમા આવી શકે છે કેમકે અતીતકાલ અનંત છે તેથી વિવક્ષિત રસના બંધકો અનંતાનંત હોવાથી ભિન્નભિન્ન માર્ગોથી સર્વ આકાશપ્રદેશોને સ્પર્શેલા હોય છે

અહીં સ્પર્શના ચાર પ્રકારે દર્શાવવમા આવી છે. (૧) કયાક ત્રસનાડીના એકાદિભાગ પ્રમાણ (૨) ક્યાંક સર્વલોક પ્રમાણ (૩) ક્યાંક દેશોનલોકપ્રમાણ (૪) ક્યાક લોકનો અસંખ્યભાગ. આ પ્રકારને આવરી લેતા મુખ્ય ત્રણ નિયમો બને છે

(૧) ત્રસનાડીની એકભાગ સ્પર્શના બેભાગ સ્પર્શના વગેરે કયા આવે ? તે જાણવા માટે એવો નિયમ છે કે સામાન્યથી જ્યાં જે પ્રકૃતિનો ઉત્કૃષ્ટાદિ જે જે રસબંધકોનું સ્વસ્થાન કે ઉત્પત્તિ વગેરે સ્થાન બેમાથી એક પણ સ્થાન તિર્છું એટલે કે લંબાઈ અને પહોળાઈમાં એક રજ્જુપ્રમાણ હોય અને એ બન્ને સ્થાનોની વચ્ચે એક બે વગેરે રજ્જુ પ્રમાણ અંતર હોય તો ત્યા તે પ્રકૃતિના તે તે રસબંધકોની સ્પર્શના જેટલા રાજનુ અંતર હોય એટલા ત્રસનાડીના ભાગપ્રમાણ સ્પર્શના આવે અને બે વચ્ચેનું અંતર જો ઓછુ હોય અથવા બન્નેનું લંબાઈ અને પહોળાઈમા ૧ રાજથી ઓછું ક્ષેત્ર હોય તો લોકનો અસંખ્યભાગ આવે

આ નિયમની ઘટના કરતાં પહેલાં સ્પર્શના ઉપયોગી એવા ચૌદ રાજની વ્યવસ્થા સામાન્યથી ચિત્રદ્વારા જાણી લઈએ અધોલોકના નીચેના છેડાથી સાતમી પૃથ્વીની સપાટી પર આવીએ ત્યારે એક રાજ આવે છે—એક રાજ એટલે અસખ્ય યોજનો થાય પછી પછીની પૃથ્વીની સપાટી પર જેમ જેમ આવીએ તેમ તેમ એકૈક રાજ વધતો જાય છે એટલે સાતમી પૃથ્વીથી પહેલી પૃથ્વીએ છ રાજ થાય, અને અધોલોકાન્તથી પહેલી પૃથ્વી સાત રાજ થાય પહેલી પૃથ્વી પર તિર્ચ્છીલોક છે આ તિર્ચ્છીલોક ઉપર નીચે નવસો નવસો યોજન ગણાય છે ત્યાથી ૧લો રજો દેવલોક ૧॥ રાજ, ૩જો ૪થો દેવલોક ૨॥ રાજ, ૫ મો દેવલોક ૩॥ રાજ, ૬ઠ્ઠો દેવલોક ૪ રાજ, ૭મો દેવલોક ૪॥ રાજ, ૮ મો દેવલોક ૫ રાજ, ૧૨ મો દેવલોક ૬ રાજ અને ઊર્ધ્વલોકાન્ત ૭ રાજ થાય છે—આમા દેવલોક વગેરેના રાજો વિષે ભિન્ન ભિન્ન મતાતરો છે એ અપેક્ષાએ સ્પર્શનામા થોડો ફેરફાર આવે છે પરતુ આ ગ્રથમા ઉપર બતાવેલ રાજલોકની મુખ્ય વિવક્ષાથી સ્પર્શના કહેલ છે




અહીં ૧લા નિયમમા **'સામાન્ય'** પદ એટલા માટે કહ્યુ છે કે સૂક્ષ્મ સિવાયના જીવોમા અમુક અપવાદ છે તે આ રીતે—જો સૂક્ષ્મ સિવાયના જીવોનુ ઉત્પત્તિસ્થાન કે સ્વસ્થાન મનુષ્ય ક્ષેત્ર ન હોય—તો જ ૧લા નિયમથી પ્રાપ્ત થતુ ક્ષેત્ર આવી શકે. કારણકે સૂક્ષ્મભિન્ન જીવો મનુષ્યક્ષેત્રમા સમુદ્ઘાત કરે ત્યારે ૧લા નિયમની બધી કલમ લાગવા છતા લોકનો અસખ્યભાગ જ સ્પર્શના આવે છે. માટે સામાન્યપદથી આનું વારણ કર્યું આમ આ નિયમની જેટલી કલમો છે એ બધાની શી શી જરૂર છે અને એ કલમ ન હોય તો શુ શુ દોષ આવે છે ? વગેરેની સુંદર ચર્ચા ટીકાગ્રથના ૨૯૨–૨૯૩–૨૯૪ પાના પર કરી છે ત્યાથી જોઈ લેવી

**નિયમની સામાન્ય ઘટના:-** નરકૌઘમાર્ગણામા ચાર ઘાતિકર્મના ઉ૦ રસબન્ધકોની

સ્પર્શના લાવવા માટે આ પ્રમાણે વિચારવુ–નરક સામાન્યમાં સાતમી નરકના જીવો પણ ઉ० રસબંધ કરી શકે છે અને એનું ઉત્પત્તિક્ષેત્ર સંજ્ઞિપંચેન્દ્રિયતિર્યંચનું છે એટલે તિર્યક્ પ્રતર રજ્જુપ્રમાણ ક્ષેત્ર થયું અને સ્વસ્થાન અને ઉત્પત્તિક્ષેત્ર વચ્ચેનું અંતર ૬ રાજ છે માટે ૧લા નિયમથી ૬ ભાગ ( ત્રસનાડીના છ રાજ ) સ્પર્શના આવે.

(૨) જ્યા જે કર્મના ઉત્કૃષ્ટાદિરસના બંધકો સૂક્ષ્મ જીવો હોય અથવા તે બંધકો સૂક્ષ્મ-જીવોમાં ઉત્પન્ન થઈ શકે તેવા હોય ત્યા સર્વલોક સ્પર્શના આવે છે.

**દા ત.** :- અપર્યાપ્તમનુષ્યમાર્ગણામા ઘાતીના ઉ० રસબંધકો તીવ્રસંક્લિષ્ટ હોઈને સ્વયોગ્યહીન ગતિ સૂક્ષ્મ એકેન્દ્રિય હોવાથી મરણસમુદ્ઘાતમા હોય તો ત્યા આત્મપ્રદેશો પ્રસારે છે. અને ત્યા ઉત્પન્ન થઇ શકે છે. માટે સર્વલોક સ્પર્શના આવે છે

(૩) જે પ્રકૃતિના ઉત્કૃષ્ટાદિ રસબંધકો બાદરવાયુકાય હોય અને સર્વલોકપ્રમાણ સ્પર્શના પ્રાપ્ત થતી ન હોય ત્યા લોકના અસંખ્યબહુભાગ (દેશોનલોક) આવે કારણ કે બાદરવાયુ-કાયોનુ સ્વસ્થાન આટલુ જ હોય છે.

**દા. ત.** :- એકેન્દ્રિયૌઘ માર્ગણામા વેદનીય અને નામકર્મના ઉ० રસબધકો બાદરપૃથ્વ્યાદિ-જીવો પણ છે પરંતુ તે વખતે વિશુદ્ધિ હોવાથી તેઓ મરણસમુદ્ઘાતથી-સ્વયોગ્ય શ્રેષ્ઠ ગતિ એવી મનુષ્યગતિમા પોતાના આત્મપ્રદેશોનો દડ પ્રસારે છે માટે લોકનો અસંખ્ય ભાગ જ ૧લા નિયમના 'સામાન્ય' પદના અપવાદથી સ્પર્શના આવે. તેથી બાદરવાયુકાયના સ્વસ્થાનને આશ્રીને દેશોનલોક સ્પર્શના કહી.

આમ આ કુદરતના કાનૂનો નિયત રીતે કેવુ કામ કરે છે અને આપણને સહેજે એમ થઇ જાય છે કે આ પ્રકૃતિનુ તત્ર કેટલું વ્યવસ્થિત ચાલે છે! વીતરાગ સર્વજ્ઞ-કથિત દ્રવ્યાનુયોગના વિષયનુ આપણે જેમ જેમ અવગાહન કરીએ છીએ તેમ તેમ આપણને તેની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

**૧૫. નાનાજીવાશ્રિતકાલદ્વાર** :- અહીં આપણે અનેક જીવોને આશ્રીને રસનો બધકાળ કહીશુ સાતમા કાળદ્વારમા એક જીવને ઉદ્દેશીને બધકાળ કહ્યો હતો તેથી સહેજે પ્રશ્ન થાય કે નાનાજીવાશ્રિત બધકાળ એટલે શું ? માટે પહેલા જ આપણે એ જાણી લઇએ અનેક જીવો ઓઘથી કે માર્ગણાઓમા જે જે કર્મપ્રકૃતિના વિવક્ષિત ઉત્કૃષ્ટાદિ રસબંધ નિરન્તર વધુમા વધુ જેટલો કાળ કરી રહ્યા હોય તે કાળ નાનાજીવા-શ્રિત ઉત્કૃષ્ટરસબધકાળ કહેવાય, ત્યારબાદ એ વિવક્ષિત રસનો બધ અટકી જતો હોય છે એ રીતે ઓછામા ઓછા જેટલા કાળ સુધી વિવક્ષિત રસબધ થતો હોય તે નાનાજીવાશ્રિત જઘન્યબધકાળ કહેવાય એટલે એક જીવાશ્રિત બધકાળનો વિચાર માત્ર એક જીવની અપેક્ષાએ થાય છે જ્યારે નાના જીવાશ્રિત રસબંધકાળનો વિચાર માર્ગણાવર્તિ વિવક્ષિત રસને બાધનારા સર્વજીવોની અપેક્ષાએ કરવામા આવે છે આમ બંને વચ્ચે તફાવત સ્પષ્ટ સમજી શકાય છે આ નાનાજીવાશ્રિત કાલદ્વારનુ તાળું ખોલવા માટે માત્ર સાત કૂચીની જ

જરૂર પડે છે. તે આ રહી

ઉત્કૃષ્ટ અને જઘન્યરસબંધકોના કાલનો સંગ્રહ કરતી (સમજાવતી) પહેલી બે કૂંચીઓ–

(૧) જ્યાં વિવક્ષિતરસના બંધકો સંખ્યાતા હોય અને એકજીવાશ્રિત બંધકાળ સંખ્યાત સમય (અર્થાત્ એક બે કે ચાર સમય) હોય તો ત્યાં નાનાજીવોને આશ્રીને બંધનો નિરંતર કાળ સંખ્યાતા સમયો જ આવે.

(૨) અને જો બંધકો અસંખ્યાત હોય, પણ અસંખ્યલોકપ્રમાણથી ઓછા હોય તો નાનાજીવાશ્રિત ઉ૦ બંધકાલ આવલિકાના અસંખ્યભાગ જેટલો એટલે કે અસંખ્યાતા સમય આવે.

આઠે કર્મના ચારેય રસબંધકોના કાળનો સંગ્રહ કરતી ત્રીજી કૂંચી

(૩) જ્યા જે જે વિવક્ષિત રસબંધકોની સંખ્યા અસંખ્યલોકપ્રદેશપ્રમાણ અથવા અનંતી હોય ત્યાં નાનાજીવાશ્રિત કાલ સર્વાદ્ધા એટલે સર્વકાળ આવે

સાતકર્મના અનુત્કૃષ્ટ અને અજઘન્યરસબંધકોના કાલનો સંગ્રહ કરતી ચોથી અને પાંચમી કૂંચી–

(૪) ઓઘમાં અને સર્વકાલિકી માર્ગણાઓમાં સાતે કર્મના અનુ૦ અને અજઘ૦ રસબંધકો સર્વકાળે મળે છે (૫) અને જો માર્ગણા સાન્તર હોય તો ત્યા તે તે માર્ગણાની જઘ૦ કાયસ્થિતિ પ્રમાણે જઘ૦ કાળ અને ઉ૦ કાયસ્થિતિ પ્રમાણે ઉ૦ કાળ આવે છે

આયુષ્યકર્મના અનુત્કૃષ્ટ અને અજઘન્યના રસબંધકોના કાલનો સંગ્રહ કરતી છઠ્ઠી અને સાતમી કૂંચી

(૬) જ્યા આયુષ્યના બંધકો અસંખ્યલોકથી ઓછા છતાય અસખ્ય હોય ત્યા અનુ૦ અને અજઘ૦ ના રસબધકોનો નિરન્તરકાળ પલ્યોપમનો અસંખ્યભાગ (૭) અને જો બધકો સંખ્યાતા હોય તો ત્યા તેઓનો કાલ અંતર્મુહૂર્ત આવે

આ સાત કૂંચીઓને બરાબર ધ્યાનમા રાખી નાનાજીવાશ્રિતકાલના ઓઘ અને આદેશથી આપેલા યત્રો (કોઠાઓ) જોવા અને આ કૂચીઓ લગાવવી એટલે કાળ ઓછો વધતો થવાના કાર્યકારણ ભાવોનુ સચોટ જ્ઞાન થઇ જશે.

**૧૬. નાનાજીવાશ્રિતાન્તર દ્વાર :-** ઓઘથી સર્વજીવોને આશ્રીને અને આદેશથી તે તે માર્ગણામા રહેલા તે તે રસબંધકોને આશ્રીને તેઓના સર્વથા અભાવરૂપ અંતર પડે છે કે નહિ, જો અતર પડે છે તો જઘન્યથી કેટલુ ? ઉત્કૃષ્ટથી કેટલું ? આ નિરૂપણને નાનાજીવાશ્રિત અન્તરપ્રરૂપણા કહેવાય છે. આ અન્તર જાણવાના મુખ્ય ત્રણ ઉપાયો છે

(૧) જ્યા જે કર્મના વિવક્ષિત ઉત્કૃષ્ટાદિ રસબધકોનો નાનાજીવાશ્રિત કાલ સર્વાદ્ધા એટલે કે સર્વકાલ કહ્યો હોય ત્યા તે બંધકોનુ ક્યારેય અતર પ્રાપ્ત થતું નથી.

(૨) જ્યાં જે પ્રકૃતિના ઉત્કૃષ્ટ કે જઘન્યરસના બધકો અસખ્યલોકથી ન્યૂન હોય અને

તે ઉપશમ કે ક્ષપક શ્રેણિમા રહેલા ન હોય તો તેનું ઉ૦ અંતર અસંખ્યલોકપ્રદેશપ્રમાણ કાલ આવે.

દા. ત.:- ઓઘમાં વેદનીય, નામ અને ગોત્રના ઉ૦ રસના બંધકો અસંખ્યલોકના પ્રદેશની સંખ્યા કરતા ઓછા છે, એટલે અસંખ્યલોકપ્રમાણ કાલનુ અંતર આવવાનો પ્રસંગ આવે પરંતુ "શ્રેણિમાં રહેલા ન હોય" એમ કહેવાથી આ અઘાતી ત્રણના ઉ૦ રસ બંધકો ક્ષપક-શ્રેણિમા રહેલા ક્ષપકો છે તેથી ક્ષપકશ્રેણિના અંતર જેટલું આવે એટલે કે ૬ માસનુ અંતર આવે.

(૩) જે કર્મનો ઉ૦ રસબંધ કે જઘ૦ રસબંધ શ્રેણિમાં થતો હોય તે માર્ગણામાં તે કર્મના ઉ૦ કે જઘ૦ ના રસબંધકોનું નાનાજીવાશ્રિત ઉ૦ અંતર તે માર્ગણાના શ્રેણિના ઉ૦ અંતર જેટલું આવે

આ મુખ્ય ઉપાયો જાણીને દરેક માર્ગણાના પ્રત્યેક પ્રકૃતિના ચારેય રસબંધકોના અંતરની ઘટના આપણે સારી રીતે સમજી શકીશું.

**૧૭. ભાવદ્વાર :–** ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક આ પાંચ ભાવોમાથી કયા ભાવથી ઉત્કૃષ્ટાદિ ચારે ય રસો બંધાય ? એનું નિરૂપણ આ દ્વારમાં કરેલ છે, અહીં સર્વત્ર ચારે ય પ્રકારનો રસ ઔદયિક ભાવથી જ કેમ બંધાય છે ? એની સુંદર ચર્ચા કરીને એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે જ્યાં સુધી મોહનીયકર્મનો ઉદય છે ત્યા સુધી જ રસબંધ છે. માટે કષાયમોહનીયના ઉદયથી જ રસબંધ થાય છે. અને તેથી ચારે ય રસોનો બંધ ઔદયિકભાવમાં થાય છે.

**૧૮. અલ્પબહુત્વદ્વાર :-** અહીં આઠે કર્મના ઉત્કૃષ્ટ રસબંધના વિષયમાં કયા કર્મનો રસ સર્વોત્કૃષ્ટ છે અને તે કર્મના સર્વોત્કૃષ્ટ રસથી બાકીના કર્મોના ઉ૦ રસો કેટલા ગુણહીન છે ? તથા જઘન્યરસબંધના વિષયમાં સૌથી અલ્પ રસ કયા કર્મનો છે અને તે કર્મના સર્વાલ્પરસથી બાકીના કર્મના જઘ૦ રસો કેટલા ગુણ અધિક છે તેનુ નિરૂપણ કરેલ છે.

અહીં આપણે ઓઘમાં કહેલ ઉત્કૃષ્ટ અને જઘન્યરસબન્ધના અલ્પબહુત્વનો વિચાર કરીશું અને એમાં દર્શાવેલ હેતુઓને ખ્યાલમાં રાખીશું તો માર્ગણામાં બતાવેલ અલ્પ-બહુત્વનો કોઠો (યંત્ર) જોવા માત્રથી એ અલ્પબહુત્વના હેતુઓ યુક્તિઓ વગેરે ગહન વિષયના ઊંડાણમાં આપણે પ્રવેશ કરી શકીશું.

**ઓઘથી આઠે કર્મના ઉત્કૃષ્ટરસનું અલ્પબહુત્વ :-** (૧) વેદનીયનો ઉત્કૃષ્ટરસ સૌથી વધારે, (૨) નામ અને ગોત્રનો અનંતગુણહીન અને તે બન્નેનો પરસ્પર તુલ્ય છે, (૩) મોહનીયનો અનંતગુણહીન (૪) જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયનો અનંતગુણહીન અને એ ત્રણેનો પરસ્પર તુલ્ય (૫) આયુનો અનંતગુણહીન. આમ થવામાં

શું કારણો છે તે જુઓ વેદનીય, નામ અને ગોત્રનો ઉ૦ રસબન્ધ શુભપ્રકૃતિને આશ્રીને ક્ષપકશ્રેણિમાં થાય છે. શુભપ્રકૃતિનો રસ તથાસ્વભાવથી વધારે હોય છે. અને ક્ષપકશ્રેણિમા સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિ હોવાથી સૌથી વધારે રસ પ્રાપ્ત થાય છે. તેમાં પ્રકૃતિવિશેષથી જ વેદનીયમાં સર્વાધિકરસ હોય છે તેથી નામ અને ગોત્રનો રસ અનંતગુણહીન અને બન્નેનો પરસ્પર તુલ્ય છે. હવે ચાર ઘાતિકર્મ અને આયુષ્યમાં ઉત્કૃષ્ટ સ્થિતિથી ઉ૦ રસ પ્રાપ્ત થાય છે. અને આયુની સ્થિતિ સૌથી અલ્પ છે, માટે આયુનો ઉ૦ રસબંધ સૌથી અલ્પ છે ચાર ઘાતિકર્મમાં મોહનીયકર્મની સ્થિતિ સૌથી વધારે છે તેથી નામ અને ગોત્ર પછી મોહનીયનો ઉ૦ રસ અનંતગુણહીન કહ્યો અને ત્યારબાદ જ્ઞાના૦ દર્શના૦ અંતરાયનો રસ અનંતગુણહીન કહ્યો તેમજ ત્રણેનો ઉ૦ સ્થિતિબંધ સમાન હોવાથી ઉ૦ રસ પરસ્પર તુલ્ય કહ્યો તથા સૌથી છેલ્લે આયુષ્યનો ઉ૦ રસ અનન્તગુણહીન કહ્યો છે.

આ રીતે જે માર્ગણાઓમાં સંજ્ઞી અને મિથ્યાદૃષ્ટિ જીવો હોય ત્યાં ઓઘની માફક અલ્પબહુત્વ કહેવું અને એમા જ્યાં શ્રેણિ ન હોય ત્યાં શ્રેણિ વિના ઘટના કરવી, અને જ્યા કેવલ સમ્યગ્દૃષ્ટિ કે મિશ્રદૃષ્ટિ જીવો હોય ત્યાં મિથ્યાત્વનો બંધ ન હોવાથી મોહનીયમાં રસ ઓછો આવે છે અને ત્રણ ઘાતિકર્મના રસ પછી મોહનીયનું સ્થાન કહેવુ એટલે કે ત્રણઘાતીના ઉ૦ રસ કરતા મોહનીયનો રસ અનંતગુણહીન કહેવો, બાકી ઓઘ પ્રમાણે. આમા અવેદ અને સૂક્ષ્મસંપરાયમા અપવાદ જાણવો.

જે માર્ગણામા સંજ્ઞી પર્યાપ્ત જીવો જ નથી તે માર્ગણામા અઘાતીના રસ કરતાં મોહનીયનો રસ સર્વાધિક કહેવો એટલે કે સર્વોત્કૃષ્ટ રસ મોહનીયનો આવે. પછી વેદનીયનો અનંતગુણહીન તે પછી નામગોત્ર અને પછી ત્રણઘાતીનો અને છેલ્લે આયુષ્યનો રસ આવે

**ઓઘથી આઠે કર્મના જઘન્યરસબંધનું અલ્પબહુત્વ :-** ચારેય ઘાતીકર્મનો જઘ૦ રસબંધ તીવ્રવિશુદ્ધિથી ક્ષપકશ્રેણિમાં થાય છે તેથી ચાર અઘાતી કરતાં ચાર ઘાતી કર્મનો રસ અલ્પ આવે છે. આ ચાર ઘાતીમાં મોહનીય અને અંતરાયનો જઘ૦ રસ દેશઘાતી છે, જ્યારે જ્ઞાના૦ દર્શના૦નો સર્વઘાતી છે. તેથી મોહનીય અને અંતરાયનો એ બે કરતા અલ્પ છે. અને એમાય અંતરાય કરતા મોહનીયનો રસ સર્વાલ્પ છે કેમકે સામાન્ય નિયમ એ છે કે અશુભ પ્રકૃતિઓમા જે પ્રકૃતિની જઘન્ય સ્થિતિ અલ્પ હોય તે પ્રકૃતિનો જઘન્યરસ પણ અલ્પ આવે, અંતરાય કરતા મોહનીયની જઘ૦ સ્થિતિ અલ્પ છે માટે મોહનીયનો જઘ૦ રસ સર્વથી અલ્પ કહ્યો ત્યારબાદ અનંતગુણ અધિક અંતરાયનો, ત્યારપછી જ્ઞાનાવરણ, દર્શનાવરણનો અનંતગુણ અધિક છે અને પરસ્પર તુલ્ય છે એના કરતા આયુનો જઘ૦ રસ અનંતગુણ અધિક છે કારણ કે ચાર અઘાતિકર્મમા આયુકર્મની જઘન્યસ્થિતિ ક્ષુલ્લકભવપ્રમાણ એટલે કે સૌથી ઓછી છે ત્યારબાદ ગોત્રનો જઘ૦ રસ અનંતગુણ અધિક આવે છે કારણ કે વેદનીય અને નામકર્મનો જઘ૦ રસ પરાવર્તમાનપરિણામથી બંધાય છે જ્યારે ગોત્રકર્મનો નીચગોત્રને આશ્રીને સમ્યક્ત્વાભિમુખ

જીવને વિશુદ્ધિથી બંધાય છે માટે વેદનીય અને નામથી ગોત્રનો રસ અલ્પ હોય છે. અને વેદનીય તથા નામકર્મને પરાવર્તમાનપરિણામથી બંધ હોવા છતા તથાસ્વભાવે વેદનીયમાં રસ વધારે હોય છે તેથી ગોત્રના જઘ૦ રસ કરતાં નામકર્મનો જઘ૦ રસ અનંતગુણાધિક અને તેનાથી વેદનીયનો રસ અનંતગુણાધિક હોય છે

આ રીતે જઘન્યરસબંધનું અલ્પબહુત્વ માર્ગણાઓમા વિચારવું પરંતુ આટલું ધ્યાનમા રહે કે સામાન્ય રીતે મોહનીયનો જઘ૦ રસ સર્વત્ર અલ્પ છે ત્યારબાદ એ વિચારવું કે ઘાતિકર્મનો જઘન્યરસ જો શ્રેણિમા ન બંધાતો હોય તો શેષ ત્રણ ઘાતિકર્મનો અનંતગુણહીન અને પરસ્પર તુલ્ય સમજવો ત્યારબાદ જ્યાં આયુનો જઘન્યરસ અપર્યાપ્ત-પ્રાયોગ્યક્ષુલ્લકભવ સાથે બંધાતો હોય ત્યા (તે માર્ગણામા) ત્રણઘાતી પછી આયુષ્યનું પદ કહેવુ ગોત્રનો જઘન્યરસ જો વિશુદ્ધિથી બંધાતો હોય તો ત્યારબાદ તે પદ આવે અને જો ગોત્ર પરાવર્તમાનપરિણામથી બંધાતુ હોય તો ત્યા નામ અને ગોત્ર સાથે તેમજ પરસ્પર તુલ્ય આવે તથા છેલ્લે વેદનીયનો જઘન્યરસ અનંતગુણ અધિક આવે હવે જે માર્ગણામા આયુનો જઘન્યરસ પર્યાપ્તપ્રાયોગ્ય આયુના બંધ વખતે આવતો હોય ત્યા આયુનુ પદ સૌથી છેલ્લું લેવુ એટલે કે વેદનીયના જઘ૦ રસ કરતા અનંતગુણ અધિક કહેવુ, અને જ્યાં ગોત્રનો જઘ૦ રસ સંક્લેશથી પ્રાપ્ત થતો હોય, ત્યા ગોત્રનું અલ્પબહુત્વ કહ્યું નથી પણ સ્વયં વિચારી લેવુ

આ રીતે પ્રથમાધિકારના દરેક દ્વારોનુ વિશદ વિવેચન સામાન્ય નિયમો, ઉપાયો યુક્તિઓ વગેરેથી સુંદર રીતે કર્યું છે.

## બીજો 'ભૂયસ્કાર' અધિકાર, અને તેના ૧૩ દ્વારો

પ્રથમાધિકારમા ઉત્કૃષ્ટાદિ ચાર પ્રકારના રસબંધનો ૧૮ દ્વારોમા વિસ્તારથી પરિચય કર્યો આ ભૂયસ્કાર અધિકારમા બીજી ચાર રીતે રસબંધનો પરિચય કરીશુ.

તે ચાર પ્રકારો આ પ્રમાણે છે (૧) ભૂયસ્કાર (૨) અલ્પતર (૩) અવસ્થિત (૪) અવક્તવ્ય આમા ભૂયસ્કારનું નામ સર્વ પ્રથમ છે તેથી આ અધિકારનું નામ ભૂયસ્કારાધિકાર છે.

**ભૂયસ્કારાદિનું સ્વરૂપ:**

પૂર્વ સમયે જેટલો રસ બંધાતો હોય તેનાથી વર્તમાન સમયે અધિક રસ બંધાય, તે બંધ **ભૂયસ્કાર** રસબંધ કહેવાય

પૂર્વ સમયે જેટલો રસ બંધાતો હોય તેનાથી વર્તમાન સમયે અલ્પ રસ બંધાય, તે બંધ **અલ્પતર** રસબંધ કહેવાય

પૂર્વ સમયે જેટલો રસ બંધાતો હોય અને વર્તમાન સમયે પણ તેટલો જ રસ બંધાય, તે બંધ **અવસ્થિત** રસબંધ કહેવાય

પૂર્વ સમયે રસ જ બંધાતો ન હોય ને વર્તમાન સમયે નવો જ બાંધવો શરૂ કરે, તે **અવક્તવ્ય** રસબંધ કહેવાય

આ અધિકારમાં ભૂયસ્કારાદિ ચારેય રસબંધનું વર્ણન ૧૩ દ્વારોથી કરેલું છે તે દ્વારો આ પ્રમાણે [1]સત્પદ, [2]સ્વામિત્વ, [3]કાલ, [4]અન્તર, નાનાજીવોની અપેક્ષાએ [5]ભંગવિચય, [6]ભાગ, [7]પરિમાણ, [8]ક્ષેત્ર, [9]સ્પર્શના, [10]કાલ. [11]અંતર, [12]ભાવ અને [13]અલ્પબહુત્વ

**૧. સત્પદદ્વાર :-** સત્પદ એટલે વસ્તુનું અસ્તિત્વ આ દ્વારમા ઓઘથી અને આદેશથી એમ બંને રીતે ભૂયસ્કારાદિ ચારેય રસબંધના અસ્તિત્વનો અર્થાત્ એ બંધ છે યા નથી તેનો વિચાર કરેલો છે

**ભૂયસ્કાર, અલ્પતર, અવસ્થિતબંધ .-** જ્યારે કોઈ પણ જીવનો સંક્લેશ વધે છે ત્યારે અશુભપ્રકૃતિનો રસ પૂર્વ કરતાં વધારે બંધાય છે એટલે ભૂયસ્કાર બંધ થાય છે અને શુભપ્રકૃતિનો રસ ઓછો બંધાય છે એટલે અલ્પતર બંધ થાય છે. અને વિશુદ્ધિ વધે ત્યારે આથી વિપરીત સમજવુ આ સંક્લેશ વિશુદ્ધિ સર્વ સંસારી આત્માઓને નિયમા થાય છે કેમકે સંક્લેશ કે વિશુદ્ધિનો કાલ વધારેમા વધારે અન્તર્મુહૂર્ત જ છે અને અવસ્થાનનો કાલ વધારેમાં વધારે આઠ સમય જ આવે છે તેથી ઓઘમા તેમજ ૧૭૦ માર્ગણામા પણ આઠે કર્મના ભૂયસ્કાર, અલ્પતર અને અવસ્થિતબંધ મળે છે પરંતુ અવસ્થિતબંધ અવેદ અને સૂક્ષ્મસંપરાય માર્ગણામા નથી કારણકે આ માર્ગણા કેવલ શ્રેણિમા જ રહેલી છે. અને શ્રેણિ ચઢતા પ્રતિસમય વિશુદ્ધિ વધતી હોય છે. અને પડતાં દરેક સમયે સંક્લેશ વધતો હોય છે તેથી અવસ્થાન મળતુ નથી

**અવક્તવ્યબંધ–** આયુષ્યકર્મનો બંધ કદાચિત જ થતો હોવાથી બન્ધના પ્રથમ સમયે અવક્તવ્યબન્ધ મળી જ જાય છે તે જે માર્ગણામા આયુનો બન્ધ કહ્યો હોય, તે બધી માર્ગણામા આયુષ્યનો અવકતવ્યબન્ધ થાય છે બાકીના સાતે કર્મનો અવકતવ્યરસ-બન્ધ ત્યા જ આવે કે જ્યા ઉપશમશ્રેણિના અબન્ધ અવસ્થા પછી ફરી સાતે કર્મનો રસબન્ધ થતો હોય એટલે ઓઘમા તો સાતે કર્મનો અવકતવ્ય રસબન્ધ આવે પરંતુ માર્ગણાઓમા ઉપર કહ્યુ તેવી રીતે હોય તો જ આવે–આવી ૩૬ માર્ગણાઓ છે તે યંત્રમાથી જોઇ લેવી બાકી શ્રેણિ વિનાના ૧૩૪ માર્ગણામા તો સાતનો અવક્તવ્યબન્ધ હોતો નથી

**૨. સ્વામિત્વદ્વાર :-** આ દ્વારમા ભૂયસ્કારાદિ ચારે પ્રકારના રસબન્ધને કરનારનું વર્ણન કર્યુ છે સંક્લેશ, વિશુદ્ધિ કે કષાયોના અવસ્થિત પરિણામ સર્વસંસારી જીવોને થતા હોવાથી આઠેય કર્મના ભૂયસ્કાર, અલ્પતર અને અવસ્થિત રસબન્ધોનો સ્વામી ગમે તે સંસારી જીવ હોઇ શકે છે આયુષ્યબન્ધના પ્રથમ સમયે આયુકર્મનો અવકતવ્ય રસ-બન્ધ સર્વ જીવોને હોય છે, જ્યારે સાત કર્મનો અવકતવ્ય રસબંધ ઉપશમશ્રેણિની અબન્ધઅવસ્થાથી પડેલા જીવો ફરી તે કર્મનો બન્ધ કરતા હોય તેમને થાય છે માટે તે જીવોને તે તે કર્મના અવકતવ્યરસબન્ધના સ્વામી કહેવા

**૩. કાલદ્વાર :-** આ દ્વારમાં ચારે બન્ધનો એક જીવને આશ્રીને જઘન્યથી નિરન્તર કાળ કેટલો અને ઉત્કૃષ્ટકાળ કેટલો તેનુ નિરૂપણુ છે ક્રમશઃ વધતી કે ઘટતી વિશુદ્ધિ કે સંક્લેશનો ઉત્કૃષ્ટકાળ અંતર્મુહૂર્ત હોય છે તેથી ભૂયસ્કાર કે અલ્પતરનો ઉત્કૃષ્ટ નિરંતર-કાળ અંતર્મુહૂર્તથી વધારે હોતો નથી અને જઘન્યથી એક સમય હોય છે. કોઈપણુ એક અધ્યવસાયનું અવસ્થાન આઠ સમયથી વધુ હોઈ શકતું નથી તેથી અવસ્થિતબંધનો ઉત્કૃષ્ટ-કાળ આઠ સમયથી, અને વિવક્ષાભેદે સાત સમયથી વધુ આવી શકતો નથી અને અવક્તવ્યબંધ તો માત્ર પ્રથમ સમયે જ થતો હોવાથી એનો કાળ એક જ સમય છે.

**૪. અન્તરદ્વાર :-** આ દ્વારમા ભૂયસ્કારાદિ ચારેય રસબન્ધનું જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એક જીવઆશ્રી અન્તરનુ ઓઘમા અને ૧૭૦ માર્ગણામાં સુબોધશૈલીથી પ્રતિપાદન કરેલુ છે એ બધાનુ બીજક શુ છે એનો સામાન્ય વિચાર કરીએ વર્ધમાન કે હીયમાન સંક્લેશ અને વિશુદ્ધિ અંતર્મુહૂર્તકાળથી વધુ રહી શકતા નથી, એ આપણે જોઇ ગયા. સાતે કર્મનો અબન્ધ પણુ અંતર્મુહૂર્તથી વધુ અને અવસ્થાન આઠ સમયથી વધુ રહી શકતા નથી તેથી સાત કર્મના ભૂયસ્કાર કે અલ્પતરનુ ઉત્કૃષ્ટ અંતર વિપરીત-બન્ધને આશ્રીને કે અબન્ધ અને વિપરીતબન્ધ એમ બન્નેને આશ્રીને પણુ અંતર્મુહૂર્તથી વધારે આવી શકતું નથી આ અંતર્મુહૂર્ત મોટું કેવી રીતે પ્રાપ્ત થાય એની ચર્ચા સુંદર રીતે ટીકા ગ્રંથમા કરેલી છે. આયુષ્યના ભૂયસ્કાર કે અલ્પતરનું વધુમાં વધુ અંતર મુખ્યત્વે એના અબન્ધની અપેક્ષાએ હોય છે એ રીતે આયુષ્યના અવક્તવ્યબન્ધ માટે પણુ સમજી લેવું.

અવસ્થિતબન્ધ કરાવે તેવા અધ્યવસાય ઉત્કૃષ્ટથી અસંખ્યલોકપ્રમાણુકાલ પછી પ્રાપ્ત થાય છે તેથી જે માર્ગણાની કાયસ્થિતિ તે કાલથી વધુ કાલ હોય ત્યા અસંખ્યલોકપ્રમાણુ-કાલનું અંતર કહેવું બાકી જ્યા જે રીતે ઘટી શકે તે રીતે દેશોનકાયસ્થિતિ વગેરે વગેરે કહેવુ

સાતકર્મનો અવક્તવ્યબન્ધ શ્રેણિમા થતો હોવાથી તેનું અંતર ઉત્કૃષ્ટ દેશોનઅર્ધપુદ્-ગલપરાવર્તથી વધારે ન આવી શકે અને જઘન્ય અંતર્મુહૂર્તથી ઓછું ન આવી શકે કારણુકે શ્રેણિમાં અબન્ધ થઇ ફરી બન્ધ થવા માટે જઘન્યથી પણુ આટલું આંતરું જરૂરી છે.

**૫. ભંગવિચયદ્વાર:-** અહીંથી પ્રથમાધિકારની જેમ બધા દ્વારોમાં રસબન્ધનો વિચાર અનેક જીવોની અપેક્ષાએ કર્યો છે ઓઘમા અને ૧૭૦ માર્ગણામાં આઠે કર્મના ભૂયસ્કારાદિ ચારેય પ્રકારના બંધ ધ્રુવ છે કે અધ્રુવ ? ધ્રુવ એટલે જે બન્ધ હમેશ પ્રાપ્ય હોય અને અધ્રુવ એટલે હમેશ પ્રાપ્ત થતો ન હોય તે. ધ્રુવ છે યા અધ્રુવ છે? અને તેનું કારણુ શું ? જ્યાં જે કર્મના જેટલા ભૂયસ્કારાદિબંધપદ ધ્રુવ છે કે અધ્રુવ છે ? તેના ભાંગા કેટલા ? અને તે કેવી રીતે પ્રાપ્ત થાય તે જોઇએ.

**રીત** (કરણુ) જ્યાં જેટલા અધ્રુવભંગ હોય ત્યાં એટલી વાર તગડા (ત્રણુનો આંક) મૂકવા અને અને પરસ્પર ગુણુવા. એ રીતે ગુણુાકાર કરતાં જે સંખ્યા આવે તેટલા કુલ

ભાંગા સમજવા આ ભાંગાની સંખ્યા ધ્રુવપદ સહિતની સમજવી પરંતુ જો એકે પદ ધ્રુવ ન હોય તો આવેલ ભંગ સંખ્યામાંથી એક ભગ ઓછો કરવો.

દા. ત.:- ઉપશમ સમ્યક્ત્વમાર્ગણામાં જ્ઞાનાવરણકર્મના ભૂયસ્કારાદિ ચારેય રસબંધના પદો અધ્રુવ છે તેથી ચાર વાર તગડા સ્થાપવા અને પરસ્પર ગુણવા 3×3×3×3=૮૧ કુલ ભંગ આવે. અહીં એકે ધ્રુવ પદ નથી માટે ૮૦ ભંગ આવે, આ રીતે ઓઘમા કે માર્ગણાઓમાં પ્રાપ્ત થતા ભાગાની સંખ્યા ૪૧૯મા પાના પરના ટીકાગ્રંથના યંત્રમાથી જાણી શકાશે

**૬. ભાગદ્વાર:-** આ દ્વારમા ભૂયસ્કારાદિ દરેક રસના બંધકો સર્વબંધકોની અપેક્ષાએ કેટલામે ભાગે છે તે દર્શાવ્યું છે અહી એનું બીજ આ રીતે છે વિશુદ્ધિકાલ કરતા સંક્લેશકાલ અધિક હોય છે. તેથી ભૂયસ્કારના બંધકો અલ્પતરના બંધકોથી કાઇક વધારે પ્રાપ્ત થાય છે આ સિદ્ધાતથી જ ભૂયસ્કારના બંધકો સર્વત્ર અડધા ભાગથી કાંઇક અધિક આવે છે. અને અલ્પતરના બંધકો અડધા ભાગથી કાઇક ન્યૂન ( ઓછા ) આવે છે પરંતુ આમાં થોડો અપવાદ છે કે જ્યા કેવલ ઉચ્ચગોત્રનો જ બંધ છે અને તે શુભ પ્રકૃતિ હોવાથી ભૂયસ્કાર બંધ વિશુદ્ધિથી આવે છે. એટલે ઉપરના સિદ્ધાંતથી જ ત્યા ગોત્રના ભૂયસ્કાર બંધકો અડધા ભાગથી કાઇક ન્યૂન અને અલ્પતરના બંધકો અડધા ભાગથી કાંઇક વધારે આવે છે

અવસ્થિત રસના બંધકો જ્યા જીવો અનંતા કે અસંખ્યાતા હોય ત્યા એક અસંખ્ય-ભાગપ્રમાણ હોય છે અને જ્યાં સંખ્યાતા હોય ત્યા એક સંખ્યાતભાગ હોય છે આ પ્રમાણે આયુષ્યકર્મના અવક્તવ્યબંધકો માટે પણ જાણવુ અને સાતકર્મનો અવક્તવ્યબંધ ઉપશમશ્રેણિની અબન્ધ અવસ્થાથી પડી ફરી બન્ધ થતા પ્રાપ્ત થાય છે તેથી સાતના અવક્તવ્યબંધકો સંખ્યાતા જ છે. તેથી જ્યા જ્યા બન્ધકો અનંતા, અસંખ્યાતા કે સંખ્યાતા હોય ત્યા ત્યાં અવક્તવ્યબન્ધકો ક્રમશ. એક અનંતભાગ, એક અસંખ્યભાગ કે એક સંખ્યાતભાગ કહેવા

**૭, ૮, ૯. પરિમાણદ્વાર, ક્ષેત્રદ્વાર, સ્પર્શનાદ્વાર:-** આ ત્રણે દ્વારમા સાતકર્મના અવક્તવ્યબન્ધકોનુ પરિમાણ સંખ્યાતા જીવો, ક્ષેત્ર અને સ્પર્શના લોકનો અસંખ્યાતમો ભાગ-પ્રમાણ કહ્યા છે. સાતે કર્મના ભૂયસ્કાર, અલ્પતર અને અવસ્થિત રસબન્ધકોનું પરિમાણ, ક્ષેત્ર અને સ્પર્શના સાત કર્મના અનુત્કૃષ્ટ રસબંધકોના ક્રમશ પરિમાણ, ક્ષેત્ર અને સ્પર્શનાની જેમ જ હોવાથી ભલામણ કરી ગ્રન્થલાઘવ કરવામા આવ્યું છે. અને આયુના ભૂયસ્કારાદિ ચારેય બન્ધકોનુ પરિમાણ વગેરે આયુના અનુત્કૃષ્ટરસબંધકોના પરિમાણ વગેરેની જેમ ભળાવ્યુ છે આમા બાદરપર્યાપ્તવાયુકાયની મુખ્યતાને લીધે ક્ષેત્રમાં થોડો અપવાદ દર્શાવ્યો છે

**૧૦. નાનાજીવાશ્રિતકાલદ્વાર :-** ભૂયસ્કારાદિ ચારેય પ્રકારના રસના બંધકો નાના જીવોની અપેક્ષાએ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી નિરંતર કેટલા કાળ સુધી મળે તેનો

વિચાર કર્યો છે આ કાળદ્વારને સમજવા માટે છ નિયમો બતાવ્યા છે. એ નિયમો માર્ગણાઓમા કઈ રીતે ઘટે છે, અને એના પણ શું શુ કારણો છે એની અનેક રીતે સમજણ આપી છે આ છ નિયમો ગ્રન્થના ૪૨૮મા પાના પર ૬૧૮મી ગાથાની ટીકામાં આપ્યા છે

**૧૧. નાનાજીવાશ્રિત અંતરદ્વાર :-** અહી ભૂયસ્કારાદિ ચારેય રસના બન્ધકોનુ સર્વથાઅભાવરૂપ અંતર કેટલું તેનું નિરૂપણ ઓઘથી અને આદેશથી કરેલ છે.

**૧૨. ભાવદ્વાર :-** ભૂયસ્કારાદિ ચારેય રસબન્ધ ઔદયિકભાવમાં જ કેમ થાય છે તે કારણ સહિત દર્શાવ્યું છે.

**૧૩. અલ્પબહુત્વદ્વાર -** પહેલા અધિકારના અલ્પબહુત્વદ્વારમાં રસબન્ધનું અલ્પ-બહુત્વ કહ્યુ હતું જ્યારે બીજા અધિકારના આ દ્વારમા ચારેય ભૂયસ્કારાદિ રસબંધક જીવોનું અલ્પબહુત્વ કહેવામા આવ્યું છે. શા શા કારણોથી તે તે બંધકો વધારે છે અને અલ્પ છે તે યુક્તિ અને હેતુપૂર્વક સિદ્ધ કરી બધા પદાર્થોને યંત્રમા ગૂંથી લીધા છે

## ત્રીજો "પદનિક્ષેપ" અધિકાર, તેના ૩ દ્વારો

ભૂયસ્કાર અધિકારમા રસની સામાન્ય રીતે વૃદ્ધિ, હાનિ અને અવસ્થાન વગેરેનો વિચાર હતો. આ અધિકારમા વિશેષથી એટલે કે ઉત્કૃષ્ટવૃદ્ધિ, ઉત્કૃષ્ટહાનિ અને ઉત્કૃષ્ટ અવસ્થાનનો તેમજ જઘન્યવૃદ્ધિ-જઘન્યહાનિ અને જઘન્ય અવસ્થાનનો વિચાર કર્યો છે. અવક્તવ્ય બન્ધમા ઉત્કૃષ્ટ કે જઘન્યથી કોઈ વિચાર કરવાનો ન હોવાથી તેનુ નિરૂપણ કર્યું નથી આમ ભૂયસ્કારાદિ ત્રણ પ્રકારના બંધનો ઉત્કૃષ્ટ અને જઘન્ય એમ બે પદથી જ નિક્ષેપ કર્યો હોવાથી અર્થાત્ વિચારણા કરી હોવાથી આ દ્વારનું પદનિક્ષેપ એવું નામ સાર્થક છે.

**ઉત્કૃષ્ટવૃદ્ધિ વગેરેનું સ્વરૂપ :**

૧ **ઉત્કૃષ્ટ વૃદ્ધિબંધ** બન્ધમાં સૌથી વધારે રસના વધવાથી પ્રાપ્ત થતો રસબન્ધ એટલે કે ઓઘ કે માર્ગણામા એનાથી વધુ રસની વૃદ્ધિ એક સમયમા બન્ધ દ્વારા પ્રાપ્ત થતી નથી તે

૨. **ઉત્કૃષ્ટ હાનિબંધ** બન્ધમાં સૌથી વધારે રસના ઘટવાથી પ્રાપ્ત થતો રસબન્ધ, એટલે કે ઓઘ કે માર્ગણામાં એનાથી વધુ રસની હાનિ એક સમયમા બન્ધ દ્વારા પ્રાપ્ત થતી નથી તે.

૩ **ઉત્કૃષ્ટ અવસ્થાન બંધ** રસબન્ધની વૃદ્ધિ કે હાનિથી પ્રાપ્ત થતા રસના વધુમાં વધુ તારતમ્ય પછીના બીજા જ સમયે થતો અવસ્થિત એટલે કે તુલ્ય રસબંધ, અર્થાત એનાથી વધુ રસના તારતમ્ય પછી થતો બીજો કોઈપણ અવસ્થિત રસબંધ ન હોવો તે

જઘન્યવૃદ્ધિપદ, જઘન્યહાનિપદ અને જઘન્યઅવસ્થાનપદ ક્રમશઃ ઉત્કૃષ્ટવૃદ્ધિ વગેરે પદોથી વિપરીતપણે જાણવાં એટલે કે સૌથી જઘન્યરસવૃદ્ધિથી થતો ભૂયસ્કાર રસબન્ધ, સૌથી જઘન્યરસહાનિથી થતો અલ્પતર રસબન્ધ અને તદ્યોગ્ય જઘન્યરસની વૃદ્ધિ કે હાનિમાંથી સૌથી ઓછાં તારતમ્ય પછીથી થતો જે અવસ્થિત રસબન્ધ તે ક્રમશઃ જઘન્યવૃદ્ધિ, જઘન્યહાનિ અને જઘન્ય અવસ્થાન કહેવાય છે.

**આ અધિકારના ત્રણ દ્વારો :-** આ છએ પદોનું નિરૂપણ (૧) સત્પદ (૨) સ્વામિત્વ (૩) અલ્પબહુત્વ એમ ત્રણ દ્વારથી કરવામાં આવેલ છે

**૧. સત્પદદ્વાર** અહીં છએ પદોમાંથી કયા ક્યાં. અને કેટલાં એ દર્શાવ્યું છે.

**૨. સ્વામિત્વદ્વાર** અહીં ઓઘથી અને આદેશથી તે તે સત્પદોના સ્વામી કોણ કોણ અને તેઓને કઈ કઇ અવસ્થામા તે બન્ધ થાય છે એ બતાવ્યું છે

હવે આપણે ઓઘથી ફક્ત ચાર ઘાતિકર્મના ઉત્કૃષ્ટવૃદ્ધિ અને ઉત્કૃષ્ટહાનિના સ્વામી જોઇએ એટલે આપણને આછો ખ્યાલ આવશે કે કઈ કઇ અવસ્થા એને માટે જરૂરી છે વગેરે...

**ચાર ઘાતિકર્મની ઉત્કૃષ્ટવૃદ્ધિ કોને ?** જે જીવો ચતુસ્થાનિકરસના યવમધ્યની ઉપર રહેલા હોય, અંતઃકોટાકોટિ સાગરોપમની સ્થિતિ બાંધતા હોય, અંતર્મુહૂર્ત સુધી પ્રત્યેક સમયે અનંતગુણ રસવૃદ્ધિ કરી રહ્યા હોય અને ત્યાથી ઉત્કૃષ્ટ સંક્લેશ પ્રાપ્ત થતા ઉત્કૃષ્ટ ફાલ (મોટી ફલાગ) મારી ઉત્કૃષ્ટ સ્થિતિ અને ઉત્કૃષ્ટરસ બાંધે ત્યારે તે જીવોને ઘાતિકર્મની ઉત્કૃષ્ટરસવૃદ્ધિ પ્રાપ્ત થાય છે આવા જીવો ચારે ગતિમા હોય છે.

**ઓઘથી ઉત્કૃષ્ટહાનિ કોને ?** જે જીવો ચાર ઘાતિકર્મનો ઉત્કૃષ્ટરસ બાંધ્યા પછી સીધા એકેન્દ્રિયમા ઉત્પન્ન થાય છે અને ત્યાં પોતાને યોગ્ય જઘન્યરસ બાંધે ત્યારે તે જીવોને ઉત્કૃષ્ટ રસહાનિ આવે. આ ઉત્કૃષ્ટહાનિ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને પહેલા બીજા દેવલોકના વૈમાનિક દેવોમાથી કાળ કરીને આવેલાને જ પ્રાપ્ત થાય છે કારણકે સંજ્ઞી મનુષ્યો અને તિર્યંચો ઉત્કૃષ્ટ સંક્લેશમા મરે તો પોતાને યોગ્ય હીનગતિમાં જાય અને તેવી ગતિ તેમના માટે નરકગતિ છે નારકો અને ઇશાન ઉપરના દેવો એકેન્દ્રિયમાં ઉત્પન્ન થતા જ નથી જ્યારે ઇશાન સુધીના દેવો ઉત્કૃષ્ટ સંક્લેશથી મરી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થઈ શકે છે માટે તેમને ઉત્કૃષ્ટ હાનિ હોય છે.

આ રીતે ઘાતિકર્મના ઉત્કૃષ્ટ અવસ્થાનના તેમજ અઘાતિકર્મના ઉત્કૃષ્ટવૃદ્ધિ વગેરેના સ્વામી તથા ઓઘથી આઠે કર્મના જઘન્યવૃદ્ધિ વગેરેના સ્વામી તથા માર્ગણાઓમા ઉત્કૃષ્ટ અને જઘન્યવૃદ્ધિ વગેરેના સ્વામી યંત્રોમાથી જોઈ એના કારણો યુક્તિઓ વગેરેની ઊંડી ખોજ કરી ટીકાગ્રન્થ જોવાથી સ્વામિત્વનો યથાર્થ નિર્ણય થઇ જશે.

**૩. અલ્પબહુત્વ દ્વારઃ-** આ દ્વારમા ઉત્કૃષ્ટપદે રહેલી વૃદ્ધિ, હાનિ અને અવસ્થાનમાં

રહેલા રસના તારતમ્યનુ અલ્પબહુત્વ એટલે કે કોનો સૌથી વધારે રસ છે? એથી ઓછો રસ કોનો? તેમજ જઘન્યપદે રહેલી વૃદ્ધિ વગેરેના રસના તારતમ્યનુ પણ અલ્પબહુત્વ ઓઘ અને માર્ગણામા બતાવેલ છે કયા કારણોથી રસ ઓછો છે અથવા વધારે છે તેની સુદર ભાવના સાથે અનેક યુક્તિ હેતુઓ વગેરેથી ટીકાગ્રંથમાં વિવેચન કરેલું છે અને તે બધા વિષયોને પૂર્વની જેમ યત્રમાં ગૂંથી લીધા છે.

## ચોથો 'વૃદ્ધ્યધિકાર' અને તેના ૧૩ દ્વારો

આ અધિકારમા અનંતભાગાદિ ૬ પ્રકારની વૃદ્ધિ, અનંતભાગાદિ ૬ પ્રકારની હાનિ, અવસ્થાન અને અવક્તવ્ય એમ ૧૪ પદોનુ ભૂયસ્કારાધિકારની જેમ ૧૩ દ્વારોમા વર્ણન કર્યું છે આ અધિકાર પણ ભૂયસ્કારાદિ રમબધોની વિશેષતા રૂપ જ છે. કેમકે અહી પણ વિશેષ વૃદ્ધિ, વિશેષ હાનિ, અવસ્થિત અને અવક્તવ્ય રસબધનુ જ વિશદ વર્ણન છે, અલબત પદનિક્ષેપમા વૃદ્ધિ વગેરે ઉત્કૃષ્ટપદ અને જઘન્યપદ એમ બે જ રીતે ગ્રહણ કરેલ છે. જ્યારે અહીં વૃદ્ધિ અને હાનિ બન્ને ૬, ૬ પ્રકારે ગ્રહણ કરેલ છે અને અવસ્થિત તેમજ અવક્તવ્ય એ બે બંધ ભૂયસ્કારાધિકારની જેમ જ ગ્રહણ કરેલા છે

છ વૃદ્ધિ આ પ્રમાણે (૧) અનતભાગ રસવૃદ્ધિ (૨) અસખ્યભાગ રસવૃદ્ધિ (૩) સખ્યાતભાગ રસવૃદ્ધિ (૪) સખ્યાતગુણ૦ (૫) અસખ્યાતગુણ૦ (૬) અનંતગુણ૦ આ જ પ્રમાણે છ હાનિ પણ સમજવી

આમ આ કુલ ૧૪ પદોનુ સત્પદાદિ ૧૩ દ્વારોથી ઓઘ અને ૧૭૦ માર્ગણાઓમાં વર્ણન કરેલ છે અહીં પણ પહેલા વૃદ્ધિનુ નિરૂપણ હોવાથી સપૂર્ણ અધિકાર વૃદ્ધ્યધિકાર કહેવાય છે.

અહી સર્વ પ્રથમ ૧૪ પદોની સત્પદપ્રરૂપણા કરી છે આઠે કર્મના અવક્તવ્ય અને અવસ્થિત રસબધ એ ભૂયસ્કારાધિકારમા કહેલા અવક્તવ્ય અને અવસ્થિત જેવા જ છે. કોઈક સ્થળે અપવાદને બાદ કરતા અનંતગુણવૃદ્ધિમા સ્વામી, કાળ, અતર વગેરે ભૂયસ્કારની જેમ અનતગુણ હાનિમા અલ્પતરની જેમ અને શેષ પાંચ પ્રકારની વૃદ્ધિ અને હાનિમાં અવસ્થિતની જેમ હોવાથી બીજા સ્વામિત્વદ્વારથી માડી ભાવદ્વાર સુધીના ૧૧ દ્વારોની તે મુજબ ભલામણ કરીને ગ્રથને ટૂકાવામા આવ્યો છે છેલ્લા અલ્પબહુત્વદ્વારમાં વિશેષતા હોવાથી ૧૪ પદોનુ વિસ્તારથી અલ્પબહુત્વ આપવામા આવ્યું છે ટીકાગ્રંથમાં સમગ્ર વિષયનું યુક્તિઓ વગેરેથી વિવેચન કર્યું છે અને છેવટે ૧૩ દ્વારોના વિષયોનો સંગ્રહ યત્રોમા ખૂબ ચોક્કસાઈથી કરી લેવાયો છે

## પાંચમો "અધ્યવસાય સમુદાહાર" અધિકાર અને તેના મુખ્ય ૨ દ્વારો

અધ્યવસાય સમુદાહાર એટલે અધ્યવસાયોની આત્માના પરિણામોની પ્રરૂપણા-વિચારણા, તેમજ અધ્યવસાયના કારણે બધાતા રસના સ્થાનોની પણ પ્રરૂપણા. કર્મના

રસબંધના સ્થાનો એ કાર્ય છે, અને અધ્યવસાયો એ રસસ્થાનોનુ કારણ છે એટલે કાર્યકારણભાવની કાઈક અભેદની વિવક્ષાથી અધ્યવસાયોની પ્રરૂપણા સાથે રસબંધના સ્થાનોની પણ પ્રરૂપણા કરવામા આવી છે આ અધિકારના કેટલાક દ્વારોમાં મુખ્યત્વે અધ્યવસાયોની અને કેટલાક દ્વારોમાં મુખ્યત્વે રસના સ્થાનોની પ્રરૂપણા છે આ છેલ્લા અધિકારના મુખ્ય બે અનુયોગ દ્વારો છે- (૧) **અધ્યવસાયસ્થાનસમુદાહાર** અને (૨) **જીવસમુદાહાર.**

પહેલા અધ્યવસાયસ્થાનસમુદાહારના ૧૪ અવાતર દ્વારો છે, તે આ પ્રમાણે

| | | |
|---|---|---|
| (૧) અવિભાગ પ્રરૂપણા | (૬) કંડક પ્રરૂપણા | (૧૧) યવમધ્ય પ્રરૂપણા |
| (૨) વર્ગણા પ્રરૂપણા | (૭) ષટ્સ્થાન પ્રરૂપણા | (૧૨) ઓજોયુગ્મ પ્રરૂપણા |
| (૩) સ્પર્ધક પ્રરૂપણા | (૮) અધસ્તનસ્થાન પ્રરૂપણા | (૧૩) પર્યવસાન પ્રરૂપણા |
| (૪) અન્તર પ્રરૂપણા | (૯) વૃદ્ધિ પ્રરૂપણા | (૧૪) અલ્પબહુત્વ પ્રરૂપણા |
| (૫) સ્થાન પ્રરૂપણા | (૧૦) સમય પ્રરૂપણા | |

**૧. અવિભાગ પ્રરૂપણા :-** કર્મ પરમાણુઓમા રસની તરતમતાઓથી ઘણા ભેદપ્રભેદો પડે છે. આ રસની તરતમતા કયાં કેટલી હોય છે, એનો વિચાર અનુભાગ શક્તિમા ઉપલબ્ધ થનાર અવિભાગપલિચ્છેદના આધાર ઉપર થાય છે. જે કેવલીની પ્રજ્ઞાથી પણ વિભાગ ન થઈ શકે તેવો સૂક્ષ્મરસાશ અવિભાગપલિચ્છેદ કહેવાય છે. આ સૂક્ષ્મરસાશને રસાવિભાગ, રસાણુ કે રસાશ પણ કહી શકાય અથવા બે વસ્તુ લઈએ, એમા પહેલી વસ્તુ કરતા બીજી વસ્તુ એક અશ વધુ શક્તિવાળી હોય છે તેમ એક કર્મપરમાણુમાં સૌથી ઓછો રસ છે. તેના કરતાં બીજા કર્મપરમાણુમાં કેવલી ભગવંતના જ્ઞાનથી સૌથી અલ્પમાત્રામા જે રસવૃદ્ધિ દેખાય છે, તે અવિભાગપલિચ્છેદ કહેવાય.

આ રસાણુઓ પ્રત્યેક કર્મપરમાણુઓમા અનતાનંત હોય છે. આનુ પ્રમાણ સર્વજીવસખ્યાથી પણ અનંતગુણ સમજવુ.

**૨. વર્ગણા પ્રરૂપણા :-** આ રસાવિભાગો સર્વકર્મપરમાણુઓમા સરખા છે કે ઓછાવત્તા તેની પ્રરૂપણા-વિચારણા. જે જે કર્મપ્રદેશોમાં રસાશો સૌથી અલ્પ છે તે બધા કર્મપરમાણુઓની પહેલી વર્ગણા. એનાથી એક રસાશ અધિક એવા કર્મપરમાણુઓની બીજી વર્ગણા, આમ નિરંતર એકેક રસાશની વૃદ્ધિવાળી વર્ગણાઓ અભવ્યથી અનંત ગુણ અને સિદ્ધના અનંતભાગ જેટલી એક સ્પર્ધકમા પ્રાપ્ત થાય છે.

**૩. સ્પર્ધક પ્રરૂપણા :-** અભવ્યથી અનંતગુણ અને સિદ્ધના અનંતભાગ જેટલી વર્ગણાના સમૂહનુ એક સ્પર્ધક થાય છે. ઉત્તરોત્તર વર્ગણાઓમા રસની વૃદ્ધિરૂપ સ્પર્ધા હોવાથી એને સ્પર્ધક કહેવામા આવે છે. પ્રતિસમયે બંધ વગેરેથી બનતા પ્રત્યેક રસ-સ્થાનમા અભવ્યથી અનંતગુણ અને સિદ્ધના અનતભાગ જેટલા અનંતા સ્પર્ધકો હોય છે

**૪. અન્તર પ્રરૂપણા :-** એકેક રસસ્થાનમાં થતાં સ્પર્ધકોની સંખ્યા પૂર્વદ્વારમાં કહી તે સ્પર્ધકોની વચમા કેટલું અંતર છે એનો વિચાર આ દ્વારમા છે. પ્રથમ સ્પર્ધકની અનંતી વર્ગણાઓ ઉત્તરોત્તર એકેક રસાવિભાગ વૃદ્ધિવાળા કર્મપ્રદેશોની બનેલી છે પ્રથમ સ્પર્ધકની છેલ્લી વર્ગણા પછી એક રસાવિભાગની વૃદ્ધિવાળી વર્ગણા નથી બે રસાવિભાગ વૃદ્ધિવાળી વર્ગણા નથી એમ સર્વજીવથી અનંતગુણ અધિક રસાવિભાગવાળી પણ વર્ગણાઓ મળતી નથી. પરંતુ તેનાથી એકરસાધિકવાળી વર્ગણા ત્યારબાદ મળે છે તે બીજા સ્પર્ધકની પહેલી વર્ગણા ગણાય છે એટલે બે સ્પર્ધક વચ્ચે અંતર સર્વજીવથી અનંતગુણ રસાવિભાગનુ થયુ. બીજા અને ત્રીજા સ્પર્ધકની વચ્ચે પણ આટલું અંતર પડે છે એમ દરેક સ્પર્ધકની વચમા આટલું અંતર હોય છે.

**૫. સ્થાન પ્રરૂપણા :-** અભવ્યોથી અનંતગુણા અને સિદ્ધોના અનંતભાગ જેટલા સ્પર્ધકો એક સમયમાં ઉત્પન્ન થાય છે તે સ્પર્ધકોના સમૂહને એક **રસસ્થાન** કહેવાય છે. અર્થાત્ કોઇ એક જીવમા એક સમયે જુદા જુદા કર્મનો જેટલો રસ દેખાય છે તેટલો રસ તે કર્મનુ એક રસસ્થાન કહેવાય છે રસસ્થાન બે પ્રકારે હોય છે (૧) રસબન્ધ-સ્થાન અને (૨) રસસત્તાસ્થાન–બન્ધદ્વારા જે રસ પ્રાપ્ત થાય તે રસબંધ સ્થાન અને પૂર્વે બંધાયેલ રસસ્થાનનો વિશુદ્ધિથી ઘાત થઇને બંધ સ્થાન કરતા વિલક્ષણ ઉત્પન્ન થાય તેને રસસત્તાસ્થાન અથવા ઘાતસ્થાન કહેવાય છે. આ ઘાતસ્થાનો ક્યા, કેવી રીતે અને કેટલા પ્રમાણુમા ઉત્પન્ન થાય છે એ વગેરેનુ વર્ણન આગળ કરીશુ.

અહી રસવિભાગની અપેક્ષાએ અને કર્મપરમાણુની અપેક્ષાએ જઘન્ય વગેરે રસસ્થાનો કેવી કેવી રીતે રહેલ છે? તેમા રસાવિભાગની અપેક્ષાએ વર્ગણાઓમા અને સ્પર્ધકોમા રસાવિભાગ કેટલા? તથા આંતરાઓમા કેટલા? અને તે કેવી રીતે? તેનું વર્ણન કરેલ છે. કર્મપરમાણુની અપેક્ષાએ જઘન્યવર્ગણામા કર્મપરમાણુઓ કેટલા? ઉત્તરોત્તરવર્ગણામાં કેટલા ઓછા ઓછા થાય છે? અને ક્યા અડધા અડધા થતા જાય છે? અડધા અડધાના સ્થાનો કેટલા? અર્થાત્ દ્વિગુણહાનિના સ્થાનો કેટલાં? પ્રત્યેક દ્વિગુણહાનિમાં પરમાણુઓ ચોક્કસ રીતે કેટલા ઘટે છે અને તેનીગણિતાત્મક ગોઠવણી કેવી થાય છે? એની સમજ અનેક દૃષ્ટાંતો–અસત્કલ્પનાઓ વગેરેથી આપવામા આવી છે. દ્વિગુણહાનિની કોઇપણ વર્ગણા કે સ્પર્ધક વગેરેમા પરમાણુઓની સંખ્યા કેટલી? દ્વિગુણહાનિના કુલ પરમાણુઓ કેટલા? તેની સંખ્યા કાઢવા માટે અનેક કરણો ( Method ) એટલે કે રીતો બતાવી છે. તથા સમાન અંતરે વધતી સંખ્યાનુ સંકલન કેવી રીતે કાઢવું એની રીતો. તથા ઉદાહરણોથી સમજાવેલ છે સાથે સાથે આંકડાઓમા તેની સ્થાપનાઓ બતાવી છે અને વર્ગ, ઘન, ચતુર્ઘાત વગેરેની સ્થાપના પણ બીજગણિત ( Algebra ) ની પદ્ધતિથી મૂકવામાં આવેલ છે એનો ૫૧૫ થી ૫૨૯ સુધીના પેઈજ પરની ટીકા જોવાથી વિશેષ ખ્યાલ આવશે

૬. કંડક પ્રરૂપણા:- આપણે જોયું કે અનંતા સ્પર્ધકોથી એક રસસ્થાનનુ નિર્માણ થાય છે પહેલા જઘન્યરસસ્થાનથી બીજા રસસ્થાન વચ્ચે સર્વજીવથી અનંતગુણ રસાવિભાગનુ અંતર છે. આમ દરેક સ્થાનની વચ્ચે અંતર જાણવું, પણ એક સ્થાનથી બીજું રસસ્થાન કેટલું અધિક છે તે જણાવતાં કહ્યુ કે જઘન્યરસસ્થાનથી બીજુ રસસ્થાન અનંતભાગ અધિક છે એમ બીજા રસસ્થાનથી ત્રીજું રસસ્થાન અનંતભાગઅધિક છે એમ અંગુલના અસંખ્યભાગ સુધી અનતભાગ અનંતભાગની વૃદ્ધિ મળે છે આ અંગુલના અસંખ્યભાગ-પ્રમાણ નિયતરાશિને શાસ્ત્રીય પરિભાષામા કંડક કહે છે. આમ અસંખ્યભાગાદિ વૃદ્ધિના કંડકો પણ કહેવા. એ છ એ વૃદ્ધિના કડકો કેવી રીતે બને છે એનો રચના ક્રમ નીચેના ષટ્સ્થાન પ્રરૂપણા દ્વારમાં જોઈએ.

૭. ષટ્સ્થાન પ્રરૂપણા :- જઘન્યસ્થાનથી નિરંતર એક કંડક પ્રમાણ અનંતભાગ-વૃદ્ધ સ્થાનો મળે છે ત્યારબાદ એક અસંખ્યભાગવૃદ્ધ સ્થાન આવે, ફરી એક કંડક પ્રમાણ અનતભાગના સ્થાનો જઈએ ત્યારે બીજુ અસખ્યભાગવૃદ્ધનુ સ્થાન મળે–એમ કંડકવાર અસંખ્યભાગવૃદ્ધ સ્થાનો થાય ત્યારે ફરી અસખ્યભાગવૃદ્ધનુ સ્થાન પ્રાપ્ત થાય ત્યા તે ન કહેતા એક સખ્યાતભાગવૃદ્ધસ્થાન કહેવુ, ત્યારબાદ ફરીથી અનતભાગવૃદ્ધ અને અસખ્યાતભાગવૃદ્ધના બધા સ્થાનો જઈએ ત્યારે બીજું સખ્યાતભાગવૃદ્ધ સ્થાન આવે–આમ સંખ્યાતભાગવૃદ્ધ-સ્થાનો કડકવાર થાય અને જ્યા ફરી સંખ્યાતભાગવૃદ્ધનું સ્થાન પ્રાપ્ત થાય ત્યા ન કહેતા પહેલું સખ્યાતગુણનું સ્થાન કહેવુ આમ સંખ્યાતગુણના સ્થાનો કંડક પ્રમાણ થયા બાદ ફરી સખ્યાતગુણનું સ્થાન પ્રાપ્ત થાય ત્યા તે ન કહેતા પહેલું અસખ્યગુણનુ સ્થાન કહેવુ એજ રીતે ફરી ફરી બધા સ્થાનો કહેતા કહેતા અસખ્યેયગુણના સ્થાનો કડક પ્રમાણ થાય ત્યારબાદ જે અસંખ્યગુણનુ સ્થાન આવે ત્યા તે ન કહેતા પહેલુ અનંતગુણનું સ્થાન કહેવુ. આમ અનંતગુણના સ્થાનો કડકવાર થાય ત્યારબાદ જ્યા અનંતગુણનુ સ્થાન પ્રાપ્ત થાય ત્યા તે ન કહેતાં ૧ લા ષટસ્થાનની સમાપ્તિ કહેવી આ રીતે અસંખ્યલોકપ્રમાણ ષટ્સ્થાનોમા છએ વૃદ્ધિના સ્થાનોની પ્રરૂપણા કરવી અહી સંખ્યાત અસખ્યાત અને અનતપદથી કઈ કઇ રાશિ લીધી છે એ વગેરે અનેક બાબતોનો આ પ્રરૂપણામા વિચાર કર્યો છે

૮. અધસ્તનસ્થાન પ્રરૂપણા :- એટલે નીચે નીચેના સ્થાનોના વિચાર, તે બે રીતે (૧) અનતરથી (૨) પરપરથી

**અનતરથી** એટલે કે અસખ્યભાગવૃદ્ધસ્થાનની નીચે અનતભાગવૃદ્ધસ્થાનો કેટલા ? સખ્યાતભાગવૃદ્ધસ્થાનની નીચે અસંખ્યભાગવૃદ્ધસ્થાનો કેટલા ? એમ સંખ્યાતગુણની નીચેનાં અસખ્યગુણની નીચેના અને અનંતગુણની નીચેના અનતરસ્થાનોનો વિચાર કરેલો છે

**પરંપરથી** અનતભાગાદિ વૃદ્ધિના સ્થાનોના વચ્ચેના કોઇ એક બે વગેરે વૃદ્ધિના સ્થાનોના આંતરાથી વિચારવું તે

**જેમકે**–પ્રથમસંખ્યાતભાગવૃદ્ધસ્થાનની નીચે અનંતભાગવૃદ્ધનાં સ્થાનો કેટલાં ? એનો વિચાર કરવામાં આવે ત્યારે વચ્ચે અસંખ્યભાગવૃદ્ધસ્થાનરૂપ એકનું અંતર પડ્યું એમ આગળ ઉપર પણ આતરા જાણવા આ રીતે અનંતગુણવૃદ્ધ સુધીના સ્થાનોની એક આતરે પ્રરૂપણા કરેલી છે

એ રીતે બેના આંતરે જેમકે પ્રથમ સંખ્યાતગુણ સ્થાન નીચે અનંતભાગવૃદ્ધના સ્થાનો કેટલા ? એમ અનતગુણવૃદ્ધના સ્થાન સુધી બબ્બેના આતરે રહેલા નીચેના સ્થાનોની પ્રરૂપણા કરી છે એજ રીતે ત્રણના આતરે એટલે કે અસંખ્યગુણવૃદ્ધના સ્થાન નીચે અનંત-ભાગવૃદ્ધના સ્થાનો કેટલા ? એવી રીતે ચારના અંતરે અનંતગુણવૃદ્ધના સ્થાનો કેટલાં ? તેનુ નિરૂપણ કર્યું છે અને દરેક સંખ્યાની સ્થાપના તથા કુલ સ્થાનોની સંખ્યા બીજગણિતની પદ્ધતિથી આપવામા આવી છે. (જુઓ ૫૩૭ પાનુ) અને તે સંખ્યા કાઢવા માટે કરણ (રીત) બતાવવામા આવ્યુ છે.

અહીં સુધી ગ્રન્થમાં આઠ દ્વારોનુ વર્ણન સામાન્યથી કર્યું છે આ ઉપરાત તે અંગેનુ વિશેષ વિવેચન ટીકાગ્રંથમા કરેલ છે **જેમકે** જ્ઞાનાવરણાદિ કર્મોના જઘન્યરસસ્થાનો કયા અને કોને હોય ? ષટ્સ્થાનકથી થતી વૃદ્ધિઓનો આરંભ કયાંથી થાય ? જ્ઞાનાવરણાદિ પ્રત્યેક કર્મોનો રસબંધ ગુણસ્થાન અને જીવો વગેરેને આશ્રીને કોને વધુ ? કોને અલ્પ ? દરેક રસબન્ધસ્થાનોમા સ્પર્ધકની રચના કેવી કેવી રીતે ? દરેક સ્થાનોના અંતર કેટલા ? પરસ્પર તુલ્ય છે કે નહિ ? ષટ્સ્થાનકોના દ્વિતીયાદિ રસસ્થાનોનું નિરૂપણ શું ? સત્તાસ્થાન કોને કહેવાય ? સત્તાસ્થાન અને બંધસ્થાનોમાં તફાવત શું ? સત્તાસ્થાનના બે પ્રકાર કયા ? હતોત્પત્તિક એટલે ઘાતસ્થાન, હતહતોત્પત્તિક એટલે ઘાતઘાત સ્થાન એ બંનેની વ્યુત્પત્તિ હતોત્પત્તિક સ્થાનો કેવી રીતે અને કયા બંધસ્થાનની વચમા ઉત્પન્ન થાય છે ? ઘાતથી ઉત્પન્ન થયેલા હતોત્પત્તિકસ્થાનોનો શું ફરી ઘાત થાય છે ? થાય તો તે કેટલીવાર થઇ શકે ? ફરી ફરી ઘાતથી ઉત્પન્ન થતા રસસ્થાનો એક બીજા સાથે સમાન હોય કે ન હોય, આ તુલ્યાતુલ્ય પ્રરૂપણા એટલે પુનરુક્તાપુનરુક્ત પ્રરૂપણાની વ્યાખ્યા શું ? કયા કયા સ્થાનો પુનરુક્ત કે અપુનરુક્ત હોય ? વગેરે પદાર્થોની છણાવટ બહુ જ અદ્ભુત રીતે કરવામા આવી છે આ જાણીને આપણને એમજ થાય છે કે આ કાર્મણ અણુઓમા રસ વગેરેની ગોઠવણ કેટલી વૈજ્ઞાનિક પદ્ધતિથી અને ગણિતાત્મક રીતે થાય છે અને વિશુદ્ધયાદિથી ક્ષણવારમા તેમાં કેટલા અને કેવા ફેરફારો થઇ જાય છે અને જેથી વ્યવહારના ઘણા પ્રસંગોમાં આપણને આશ્ચર્ય થઈ જાય છે કે આમ કેમ ? કેવલ બાહ્ય કારણો જોવા માત્રથી આપણી સમસ્યાનો ઉકેલ આવતો જ નથી પરંતુ પરમકારૂણિક તીર્થંકર ભગવંતોએ દર્શાવેલ સંક્લેશવિશુદ્ધિ-રૂપ આત્મપરિણામે જ એ કાર્મણપરમાણુઓમા રસાવિભાગની ભરતીઓટ લાવી દઈ ક્ષણવારમા એકાએક આસમાની સુલતાની કરી નાખી હોય છે

આ ગણિતાત્મક ગોઠવણીમા અનંતાદિ સંખ્યાનો વપરાશ વધુ હોય છે, અને તેથી

એ વાતો સમજવા માટે અસત્કલ્પનાઓ કરેલી છે. એટલે કે મોટી સંખ્યાના સ્થાને સહેલાઇથી સમજી શકીએ એવી નાની સંખ્યાને કલ્પી છે અને અનેક યુક્તિઓથી સુગ્રાહ્ય બનાવેલ છે.

**૯. વૃદ્ધિ પ્રરૂપણા :-** જીવોના અધ્યવસાયોની કયા કયા પ્રકારે વૃદ્ધિ અને હાનિ થતી હોય છે અને તે હાનિ અને વૃદ્ધિ નિરંતર કેટલો કાળ રહે એ વિચાર આ પ્રરૂપણામાં કરેલ છે. જીવોને પરિણામની અપેક્ષાએ છએ પ્રકારની વૃદ્ધિ અને હાનિ હોય છે. તેમાથી અનંતગુણવૃદ્ધિ અને અનંતગુણહાનિ નિરંતર અન્તર્મુહૂર્તકાળ સુધી રહે અને બાકીની પાંચ વૃદ્ધિ અને પાંચ હાનિ આવલિકાના અસંખ્યભાગપ્રમાણ અસંખ્ય સમય સુધી રહે છે.

**૧૦. સમય પ્રરૂપણા :-** પ્રત્યેક અધ્યવસાય કેટલો કાળ ટકે ? અર્થાત્ એ અધ્યવસાયોનો અવસ્થાન કાળ કેટલો ? તે દર્શાવતું આ દ્વાર છે

અહીં જઘન્યઅધ્યવસાયસ્થાનથી માંડી ઉત્કૃષ્ટ અધ્યવસાયસ્થાન સુધી જેટલાં અધ્યવસાયસ્થાનો છે તેમાં જઘન્યસ્થાનથી માડી અસંખ્યલોકપ્રમાણ અધ્યવસાયો એક સમયથી ચાર સમય સુધી રહેનારા છે ત્યાથી આગળ અસંખ્યલોકપ્રમાણ અધ્યવસાયો એક સમયથી પાચ સમય સુધી ટકનારા છે. એમ આઠ સમય સુધી કહેવું, ત્યારબાદ અસંખ્યલોક-અસંખ્યલોકપ્રમાણ અધ્યવસાયો ઉતરતા ક્રમે સાત સમયથી બે સમય સુધી રહેનારા કહેવા. આમાં કયા કયા સમયના અધ્યવસાયો ઓછા છે વધારે છે એ પણ બતાવવામાં આવ્યું છે.

**૧૧. યવમધ્ય પ્રરૂપણા -** જવ જેમ વચમા જાડો–વિસ્તારવાળો હોય છે અને બન્ને બાજુ પાતળો થતો જાય છે તેવી રીતે સમયપ્રરૂપણાથી આપણે જાણી ગયા કે વચમા આઠ સમય રહેનારા અધ્યવસાયો છે અને બન્ને બાજુ એકેક સમય ઓછા થતા નીચે જઘન્યસ્થાન તરફ ૪ સમય અને ઉપર ઉત્કૃષ્ટસ્થાન તરફ બે સમય સુધી રહેનારા અધ્યવસાયો છે. તેથી યવના મધ્યભાગ જેવા આઠ સમય સુધી રહેનારા સ્થાનો હોવાથી તે યવમધ્ય કહેવાય છે અહીં આઠ સમયાદિ અધ્યવસાયોનુ અલ્પબહુત્વ બતાવવામાં આવ્યું છે. કઈ વૃદ્ધિથી યવમધ્યનો પ્રારંભ અને કઇ હાનિથી અંત થાય છે તથા બાકીના સ્થાનોનો પણ પ્રારંભ અને અંત કઈ કઈ વૃદ્ધિ અને હાનિથી થાય છે એ પણ દર્શાવ્યું છે.

અહીં પ્રસંગવશાત્ રસબંધના કુલ અધ્યવસાયસ્થાનોની વિશેષ સંખ્યા બતાવતાં કહ્યું કે સૂક્ષ્મઅગ્નિકાયમાં ઉત્પન્ન થનારા જીવો, તેમાં રહેલા જીવો, તેની કાયસ્થિતિનો કાલ ક્રમશ ઉત્તરોત્તર અસંખ્યગુણ છે અને તેનાથી પણ અસંખ્યાતગુણા રસબંધના અધ્યવસાયો છે

**૧૨. ઓજયુગ્મ પ્રરૂપણા :-** ઓજ એટલે વિષમસંખ્યા અર્થાત્ એકીરકમ. અને યુગ્મ એટલે સમસંખ્યા એટલે બેકી રકમ. અહીં કોઈપણ સંખ્યાને ચાર સંખ્યાથી

ભાગતા જ્યાં એક શેષ રહે, તે સંખ્યાને પૂર્વપુરુષોની પરિભાષામા **કલ્યોજ.** બે શેષ રહે તે સંખ્યાને **દ્વાપરયુગ્મ.** ત્રણ શેષ રહે તેને **ત્રેતૌજ** અને સંપૂર્ણ ભાગી શકાય એટલે કે કંઈ પણ શેષ રહે નહિ તે સંખ્યાને **કૃતયુગ્મ** કહેવાય છે. અહીં કંડકોની સંખ્યા, રસસ્થાનોમા રસાવિભાગો, વર્ગણા, સ્પર્ધકો વગેરે કૃતયુગ્મ સંખ્યામાં છે. એ વિસ્તારથી જણાવ્યુ છે

**૧૩. પર્યવસાન :-** અહીં ષટ્સ્થાનકોની સમાપ્તિ ક્યાં થાય એ બતાવતા કહ્યુ કે અનંતગુણવૃદ્ધસ્થાનો કંડકપ્રમાણ થયા બાદ ફરી ઉપર શેષ પાચવૃદ્ધિનાં સ્થાનો જઇએ અને ફરી અનંતગુણવૃદ્ધનુ સ્થાન પ્રાપ્ત થવાનુ હોય ત્યાજ ષટસ્થાનકની પૂર્ણાહુતિ છે. એટલે કે ત્યારબાદ અનંતગુણવૃદ્ધસ્થાન પ્રાપ્ત થતું નથી

**૧૪. અલ્પબહુત્વ:-** બે પ્રકારે છે (૧) અનંતરોપનિધાથી અને (૨) પરંપરોપનિધાથી

**અનંતરોપનિધા :-** અનંતરપૂર્વસ્થાનની અપેક્ષાએ ષટ્સ્થાનપ્રરૂપણામાં દર્શાવ્યાં મુજબના જે અનંતભાગાદિવૃદ્ધસ્થાનો, તેનુ અલ્પબહુત્વ કહ્યુ છે આમા વિપરીત ક્રમે જાણવુ એટલે કે અનંતગુણનાં સ્થાનો અલ્પ, અસંખ્યગુણાદિવૃદ્ધ સ્થાનો ઉત્તરોત્તર અસંખ્યગુણ અસંખ્યગુણ સમજવા

**પરંપરોપનિધા:-** અહી જઘન્યરસસ્થાનની અપેક્ષાએ જે જે અનંતભાગાદિવૃદ્ધિના સ્થાનો બનતા હોય તે તે સ્થાનોનું અલ્પબહુત્વ કહ્યુ છે એટલે કે અહીં એકજ વાર અસંખ્યભાગવૃદ્ધિ વગેરેના સ્થાનો પસાર થાય કે પછીના અનંતભાગાદિના સ્થાનો પણ અસંખ્યભાગવૃદ્ધિ વગેરેના જ ગણાય છે તેથી અહી અનંતભાગવૃદ્ધિના સ્થાનો અલ્પ છે અસંખ્યભાગવૃદ્ધિના સ્થાનો અસંખ્યગુણા છે સંખ્યાતભાગના અને સંખ્યાતગુણના સ્થાનો ઉત્તરોત્તર ક્રમશ સંખ્યાતગુણા છે અને પછી અસંખ્યગુણ અને અનંતગુણના સ્થાનો ક્રમશ અસંખ્યગુણા છે આ અલ્પબહુત્વમા અસંખ્યગુણ કે સંખ્યાતગુણ શા માટે તથા કેવી કેવી રીતે ઘટી શકે ? વગેરે બધુ વર્ણન આ ગ્રંથના પાના નંબર ૫૫૨ પરથી જાણી લેવું

## જીવસમુદાહાર

કાર્મણપરમાણુઓમાં કેટલો અને કેવી રીતે રસ રહ્યો છે ? એ રસ કઈ કઈ વૃદ્ધિથી વધે છે ? એ રસ વધતા વર્ગણા સ્પર્ધક વગેરે કેવી રીતે બને છે ? નિરંતર રસની વૃદ્ધિવાળા પરમાણુઓ ક્યા સુધી મળે છે, પછી અંતર કેટલુ રહે છે ? એક રસસ્થાનનુ નિર્માણ કેવી રીતે થાય છે ? એક રસસ્થાનથી બીજા રસસ્થાનોમાં કેટલા રસની વૃદ્ધિ ? કેટલુ અંતર ? રસસ્થાનોની કુલ સંખ્યા કેટલી ? ષટ્સ્થાનક એટલે શું ? એક ષટ્સ્થાનમા અનંતભાગાદિસ્થાનો કેટલા ? અનંતગુણાદિ વૃદ્ધિનો કાળ કેટલો ?–અનંતગુણાદિસ્થાનોમા ક્યા વધારે ? ક્યા ઓછા વગેરે વગેરે પદાર્થોનું વિવેચન કર્યું છે

આ સ્થાનોમા જીવો કેટલા ? જીવોથી નિરન્તર વ્યાપ્ત સ્થાનો કેટલાં ? સ્થાનોનુ અંતર પડે તો કેટલું પડે ? અનેક જીવોને આશ્રીને એક સ્થાન કેટલો કાળ નિરન્તર બંધાય ? જીવોની વૃદ્ધિ અને હાનિ કેવી રીતે થાય છે અને જીવોનુ યવમધ્ય શી રીતે બને છે ? અતીતાદિ કાળને આશ્રીને ચાર સામયિકાદિ સ્થાનોને જીવોએ કેટલો કાળ સ્પર્શ્યા ? અને તેમાં કોનો કાળ વધુ છે ? અને કોનો અલ્પ છે ? યવમધ્યમાં જીવોની સંખ્યા વધારે, કે નીચે અને ઉપરમા વધારે, એ વગેરેનું અલ્પબહુત્વ શું ? વગેરે અનેક પ્રશ્નો આપણા મનમા ઉઠે છે આ બધા પ્રશ્નોનું સમાધાન આ જીવસમુદાહાર દ્વારમાં આઠદ્વારોથી કરેલ છે

**આઠ દ્વારો:-**

| | |
|---|---|
| (૧) એક સ્થાન પ્રમાણાનુગમ | (૫) વૃદ્ધિપ્રરૂપણા |
| (૨) સાન્તર સ્થાન પ્રમાણાનુમ | (૬) યવમધ્ય પ્રરૂપણા |
| (૩) નિરન્તર સ્થાન પ્રમાણાનુગમ | (૭) સ્પર્શના પ્રરૂપણા |
| (૪) નાનાજીવ કાલ પ્રમાણાનુગમ | (૮) અલ્પબહુત્વ પ્રરૂપણા |

**૧. એક સ્થાન પ્રમાણાનુગમ:-** સ્થાવરપ્રાયોગ્ય પ્રત્યેક અધ્યવસાયસ્થાનોમાં અનંતા સ્થાવર જીવો હોય છે. જ્યારે ત્રસપ્રાયોગ્યસ્થાનોમા જઘન્યથી એક બે અને ઉત્કૃષ્ટથી આવલિકાના અસખ્યભાગપ્રમાણ અસંખ્યાતા ત્રસજીવો હોય છે વગેરે હકીકતો આ પ્રરૂપણામા બતાવી છે

**૨. સાન્તર સ્થાન પ્રમાણાનુગમ:-** ત્રસપ્રાયોગ્યસ્થાનોમા ત્રસજીવોથી રહિતસ્થાનો જઘન્યથી એક કે બે, ઉત્કૃષ્ટથી અસખ્યલોકપ્રમાણ અસખ્યાતા હોય છે સ્થાવરપ્રાયોગ્ય સ્થાનોમા અતર નથી કેમકે અસખ્યાતા સ્થાનો છે અને બાધનાર જીવો અનતા છે ઇત્યાદિ નિરૂપણ આ દ્વારમાં કરેલ છે

**૩. નિરન્તર સ્થાન પ્રમાણાનુગમ:-** ગત દ્વારમા જોયુ કે ફક્ત ત્રસજીવોના સ્થાનોમાજ અંતર પડે છે. તો હવે કેટલા સ્થાનો નિરન્તર ત્રસજીવથી વ્યાપ્ત છે એ બતાવવાનું કાર્ય આ દ્વારનું છે. ત્રસજીવોથી વ્યાપ્ત નિરન્તરસ્થાનો જઘન્યથી એક કે બે, ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યભાગપ્રમાણ અસખ્ય છે

**૪. નાનાજીવકાલ પ્રમાણાનુગમ:-** સ્થાવરપ્રાયોગ્યસ્થાનો સદાકાલ સ્થાવર જીવોથી બધાય છે જ્યારે ત્રસપ્રાયોગ્ય દરેક સ્થાન અનેક જીવોને આશ્રીને જઘન્યથી ૧ સમય ઉત્કૃષ્ટથી આવલિકના અસંખ્યભાગ કાળ સુધી નિરન્તર બધાય છે ત્યારબાદ અવશ્ય અતર પડે છે વગેરે દર્શાવામા આવ્યુ છે

**૫. વૃદ્ધિ પ્રરૂપણા:-** બે પ્રકારે (૧) અનતરોપનિધા અને (૨) પરપરોપનિધા **અનતરોપનિધામાં** જઘન્યસ્થાનથી પ્રારભી અનતરસ્થાનમા કેટલા જીવોની વૃદ્ધિ થાય?

એ બતાવતાં કહ્યુ કે જઘન્યસ્થાનમાં જીવો ઓછા, બીજામાં વિશેષાધિક ત્રીજામાં વિશેષાધિક એમ યવમધ્ય સુધી જાણવુ પછી વિશેષહીનના ક્રમે યાવત્ ઉત્કૃષ્ટસ્થાન સુધી જાણવું.

**પરંપરોપનિધા** જઘન્યસ્થાનથી કેટલાં સ્થાનો જઈએ ત્યારે જીવો બમણા થાય. એ બતાવતા અહીં કહ્યુ કે અસખ્યલોક અસંખ્યલોકસ્થાનો જઇએ ત્યારે યવમધ્ય સુધી બમણા બમણા થાય છે અને પછી અડધા અડધા થતા જાય છે.

અહીં ત્રસપ્રાયોગ્યનાં ઘણાં સ્થાનો વચમાં વચમા ખાલી રહે છે. તો વિશેષાધિક વગેરે વૃદ્ધિ કેવી રીતે સમજવી? એ અંગે ખૂબ સુંદર ચર્ચા કરી, સાક્ષીપાઠો સહિત ઊંડી સમજણ આપવામાં આવી છે

**૬. યવમધ્ય પ્રરૂપણા :-** વૃદ્ધિપ્રરૂપણાની સાથેજ યવમધ્યદ્વારનું નિરૂપણ કરતા વિશેષ એ જણાવ્યું કે કુલ સ્થાનોના એક અસંખ્યભાગે યવમધ્ય આવે છે અને તેથી યવમધ્યની નીચેનાં સ્થાનો થોડા છે, તે કેટલા છે? અને યવમધ્યની ઉપરનાં સ્થાનો જે અસખ્યગુણા છે તે કેટલાં છે? વગેરે આ દ્વારમા વિસ્તારથી ગણિત પ્રક્રિયા અને અસત્કલ્પના વગેરેથી સિદ્ધ કરવામાં આવ્યું છે.

**૭. સ્પર્શના પ્રરૂપણા**–અહીં ચારસામયિકાદિ સ્થાનોના સ્પર્શનાકાલમા કોનો વધારે, કોનો ઓછો વગેરે સ્પર્શનાકાળનું અલ્પબહુત્વ જણાવ્યું છે.

**૮. અલ્પબહુત્વ પ્રરૂપણા** - અહીં ઉત્કૃષ્ટરસબંધ અધ્યવસાયસ્થાન, જઘન્યરસબંધ-અધ્યવસાયસ્થાન, કંડક અને યવમધ્યમા કયાં કેટલા જીવો છે વગેરેના અલ્પબહુત્વનો વિચાર કરેલ છે

-

**ઉપસંહાર**–લગભગ ૧૭ હજાર શ્લોકપ્રમાણ વિશાળકાય આ મહાન ગ્રન્થ રત્નાકરસમો છે એમા અવગાહન કરવા માટે ટૂકમા આલેખાયેલ આ વિષય પરિચય જગી સ્ટીમર કે મહાન જહાજનું કામ ભલે ન કરે પણ એક નાની નાવાનું કામ તો અવશ્ય કરશે કર્મબંધ કેવી રીતે થાય છે? એમા રસબંધની કેટકેટલી મહત્તા છે? અને એનાથી કેવા વિપાકો અનુભવવા પડે છે? એ જાણવા દ્વારા વાંચકવર્ગ સ્વજીવનમા કષાયોની અલ્પતા લાવવા માટે સહેજે ઉદ્યમી બનશે, કર્મસાહિત્યની વિશદતા અને મહત્તાને એના હૃદયપટપર અંકિત કરવા સાથે જૈનેન્દ્ર શાસન પ્રત્યે આત્માને શ્રદ્ધા અને બહુમાનથી પરિપૂર્ણ બનાવશે, તેમજ તત્ત્વગવેષકોને ગ્રન્થના અભ્યાસ માટે અવશ્ય પ્રેરશે.

શુભસ્થળ–
**ધરણેન્દ્ર વાડીલાલ શાહનો** બંગલો
બં ન ૫, દીપકનગર
પાલડી
**અમદાવાદ. ૭.**

સિદ્ધાંતમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય **પ્રેમસૂરીશ્વરના** અન્તેવાસી પંન્યાસવર શ્રી **ભાનુવિજય** ગણિવર્યના શિષ્ય મુનિરાજશ્રી **ધર્માનંદવિજયજીનો** શિષ્યાણુ
**મુનિ જયશેખરવિજય**

# विषयानुक्रमणी

(बन्धविधाने मूलप्रकृतिरसबन्धस्य)


| विषयः | पृष्ठाङ्कः |
| --- | --- |
| वृत्तिकृन्मङ्गलाचरणम् | |
| युगादिदेव श्रीऋषभदेवजिनस्तुतिः | १ |
| षोडशतीर्थपतिश्रीशान्तिनाथ-श्रीनेमिनाथ-श्रीपार्श्वनाथ-श्रीवीरविभु-पञ्चपरमेष्ठिस्तुति ... | २ |
| मूलगाथाकारस्य मङ्गलाचरणम्- .... | ३ |
| मूलप्रकृतिरसबन्धगताधिकाराणां नामनिर्देशः .... | ६ |
| तत्तदधिकारगतद्वाराणां नामनिर्देशः .... | ७ |


## ❁ प्रथमोऽधिकारः ❁

[ पृष्ठ १तः ३१० ]


| | |
| --- | --- |
| संज्ञाद्यष्टादशद्वाराणां नामनिर्देशो लेशतस्तत्स्वरूपञ्च .... | १ |
| **❁ १. संज्ञाद्वारम् ❁** | |
| घातिस्थानभेदाद् द्वैविध्य, घातिरसस्य द्वैविध्य, जघन्यादिरसस्य सर्व-देशघातित्वकथन, सर्वघात्यादिरसस्वरूपम्, अघातिप्रकृतिसत्करसस्वरूपम् .... ... | ११ |
| एकद्वयादिभेदेन स्थानसंज्ञा, अघातिसत्कैकस्थानरसस्य शङ्कापरिहारः ... | १४ |
| **❁ २. प्रत्ययद्वारम् ❁** | |
| प्रत्ययभेदाभिधान, प्रकृतिगुणस्थानादिषु प्रधानगुणभावेन प्रत्ययनिरूपणम् ... | १६ |
| **❁ ३. विपाकद्वारम् ❁** | |
| पुद्गलादिभेदाच्चातुर्विध्यम्, प्रकृतिविभागेन विपाककथनम् .... | १९ |
| **❁ ४. प्रशस्ताप्रशस्तद्वारम् ❁** | |
| घात्यघातिप्रकृतिविभागेन शुभाशुभभणनम् .... | २० |
| **❁ ५. स्वामित्वद्वारम् ❁** | |
| ओघतोऽष्टानामुत्कृष्टरसबन्धस्वामी ... | २१ |
| अधिकृतमार्गणास्थाननामानि ... | २३ |
| अत्र ग्रन्थेऽधिकृतमार्गणास्थानयन्त्रम् ... | २६ |
| आदेशतः सप्तानामुत्कृष्टरसबन्धस्वामिसत्कसामान्यविशेषणानि ... | २७ |
| मार्गणास्थानेष्वायुर्वर्जानाम् उत्कृष्टरसबन्धस्वामी | ३१ |
| मार्गणास्थानेष्वायुषः— ,, ,, ... | ४८ |
| ओघतोऽष्टानां जघन्यरसबन्धस्वामी .... | ५५ |
| आदेशतः सप्तानां जघन्यरसबन्धस्वामिसत्कसामान्यविशेषणानि ... | ५९ |
| मार्गणास्वायुर्वर्जानां जघन्यरसबन्धस्वामी | ६३ |
| मार्गणास्वायुषो ,, ,, ,, ... | ७७ |
| स्वामित्वप्रदर्शकयन्त्रकाणि .... | ८१ |
| **❁ ६. साद्यादिद्वारम् ❁** | |
| ओघतोऽष्टप्रकृतीनामुत्कृष्टादिचतुर्विधरसबन्धस्य साद्य-नादि-ध्रुवत्वाध्रुवत्वप्रदर्शनम् ... | ८७ |
| मार्गणास्वष्टमूलप्रकृतीनां तत् ... | ८९ |
| साद्यादिबन्धभङ्गप्रदर्शकं यन्त्रकम् ... | ९१ |
| **❁ ७. कालद्वारम् ❁** (एकजीवमाश्रित्य) | |
| ओघतोऽष्टमूलप्रकृतीनामुत्कृष्टानुत्कृष्टरसबन्धयोः जघन्योत्कृष्टकाल ... .... .... | ९२ |
| तत्रान्तरापेक्षया आयुर्बन्धाद्धाया आकर्षभे- | |

विषयः — पृष्ठाङ्कः

देनाऽल्पबहुत्वम् .... .... .... ९६
मार्गणास्वायुष उत्कृष्टानुत्कृष्टरसबन्धयोः काल .... .... — .... ९८
मार्गणासु सप्तानाम् उत्कृष्ट-रसबन्धस्य काळः ९९
" " अनुत्कृष्ट " जघन्यकाल: १०३
" " " उत्कृष्टकाल: १०९
स्थितिबन्धग्रन्थोक्ता कायस्थितिमूल-गाथाः ... ११३
मार्गणानामेकजीवाश्रयकायस्थितियन्त्रम् ... ११४
मार्गणासु जघन्योत्कृष्टमवस्थितियन्त्रम् .... ११५
ओघत सप्तानां जघन्याऽजघन्यरसबन्धयो· जघन्योत्कृष्टकाल .... ११६
ओघाऽऽदेशाभ्यामायुष जघन्याऽजघन्यरस-बन्धयोः कालः .... ११८
मार्गणासु सप्तानाम् जघन्यरसबन्धस्य जघन्योत्कृष्टकाल.- .... ११९
मार्गणासु सप्तानाम् अजघन्यरसबन्धस्य जघन्यकाल: " १२४
मार्गणासु सप्तानाम् अजघन्यरसबन्धस्य उत्कृष्टकाल: .... १३२
कालप्रदर्शकयन्त्रकाणि .... १३७

★ ८. अन्तरद्वारम् ★

(एकजीवमाश्रित्य)

ओघतोऽष्टमूलप्रकृतीनामुत्कृष्टाऽनुत्कृष्ट-रसबन्धयो· जघन्योत्कृष्टान्तरम् १४१
मार्गणास्वायुर्वर्जसप्तानाम् उत्कृष्टरसबन्धस्य " १४३
" " " अनुत्कृष्ट " " " १५४
मार्गणा वायुष उत्कृष्टरसबन्धस्य " " १६०
" " अनुत्कृष्ट " " " १६५
ओघतोऽष्टमूलप्रकृतीनां जघन्याऽजघन्यरस-बन्धयो· जघन्योत्कृष्टान्तरम् १६९
मार्गणासु सप्तानाम् जघन्यरसबन्धस्य " १७१
" " अजघन्य " " १८४
" आयुष जघन्य " " १९२
" " अजघन्य " " १९६

विषयः — पृष्ठाङ्क

अन्तरप्रदर्शकयन्त्रकाणि .... १९८

▲ ९. संनिकर्षद्वारम् ▲

ओघतोऽष्टानाम् उत्कृष्टानुत्कृष्टरसबन्ध-संनिकर्षः २०४
मार्गणास्वायुष " " " २०७
मार्गणासु सप्तानाम् " " " २०७
ओघतोऽष्टानां जघन्याजघन्यरसबन्धसंनिकर्ष २१२
मार्गणासु सप्ताना " " " २१५
" आयुष " " " " २२३
संनिकर्षप्रदर्शकयन्त्रकाणि .... .... २२४

▲ १०. भङ्गविचयद्वारम् ▲

एकाऽनेकबन्धकाऽबन्धकनिष्पन्नाऽष्टविध-भङ्गस्वरूप तत्रोपयोग्यबन्धकस्वरूपञ्च .... २२७
ओघतोऽष्टानाम् उत्कृष्टानुत्कृष्टरसयोः भङ्गविचय २३२
मार्गणासु सप्तानाम् " " " " २३३
" आयुष " " " " २३६
ओघतोऽष्टानां जघन्याजघन्यरसयो भङ्गविचयः २३९
मार्गणासु सप्तानां " " " " २४०
" आयुषः " " " " २४३
भङ्गविचयप्रदर्शकयन्त्रकाणि .... २४४

★ ११. भागद्वारम् ▲

ओघतोऽष्टानाम् उत्कृष्टानुत्कृष्टरसयो बन्धकभागा २४६
मार्गणासु सप्तानां " " " २४७
" आयुष " " " २४८
ओघतोऽष्टानां जघन्याजघन्यरसयो. " २५०
मार्गणासु सप्तानां " " " " २५१
" आयुष " " " " २५३
भागप्रदर्शकयन्त्रकाणि — २५५

विषय पृष्ठाङ्कः

❀ १२. परिमाणद्वारम् ❀

ओघतोऽष्टानामुत्कृष्टेतररसयोः
बन्धकपरिमाणम् २५६
मार्गणासु सप्तानाम् उत्कृष्टरसस्य „ २५७
„ „ अनुत्कृष्टरसस्य „ २५८
„ आयुषः उत्कृष्टेतररसयोः „ २६०
ओघतोऽष्टानां जघन्येतररसयोः -
बन्धकपरिमाणम् २६३
मार्गणासु सप्तानाम् जघन्यरसस्य „ २६४
„ „ अजघन्यरसस्य „ २६७
„ आयुषो जघन्येतररसयोः „ २६७
परिमाणप्रदर्शकयन्त्राणि .... २६८

❀ १३. क्षेत्रद्वारम् ❀

ओघतोऽष्टकर्मणाम् उत्कृष्टानुत्कृष्टरसयोः
बन्धकक्षेत्रम् २७१
मार्गणासु सप्तानाम् उत्कृष्टरसस्य „ २७२
„ „ अनुत्कृष्टरसस्य „ २७८
„ आयुष उत्कृष्टरसस्य „ २७८
„ „ अनुत्कृष्टरसस्य „ २७९
ओघतोऽष्टानां जघन्याजघन्यरसयोः „ २८१
मार्गणासु सप्तानां जघन्यरसस्य „ २८१
„ „ अजघन्यरसस्य „ २८५
„ आयुषो जघन्याजघन्यरसयो „ २८५
क्षेत्रप्रदर्शकयन्त्राणि .... २८८

❀ १४. स्पर्शनाद्वारम् ❀

ओघतो घातिनामुत्कृष्टरसबन्धकानां स्पर्शना २९०
स्पर्शनोपपत्तिनियमत्रयम् .... २९२
मतान्तरेणाऽपान्तरालक्षेत्रप्रदर्शनम् .. २९५
ओघतोऽघातिनामेकोत्कृष्टरसस्य अष्टाना-
मनुत्कृष्टरसस्य च बन्धकस्पर्शना २९६
मार्गणासु सप्तानाम् उत्कृष्टरसस्य „ २९७
„ „ अनुत्कृष्टरसस्य „ ३१०
„ आयुष उत्कृष्टरसस्य „ ३१२
„ „ अनुत्कृष्टरस „ ३१४

ओघतोऽष्टानां जघन्याजघन्यरसयोः बन्धकस्पर्शना ३१६
मार्गणासु सप्तानाम् जघन्यरसस्य „ ३१६
„ „ अजघन्यरसस्य „ ३२८
„ आयुषो जघन्याजघन्यरसयोः „ ३२८
स्पर्शनाप्रदर्शकयन्त्राणि ... ३३०

❀ १५. कालद्वारम् ❀

(नानाजीवानाश्रित्य)

ओघतोऽष्टानामुत्कृष्टानुत्कृष्टरसबन्धयोः
जघन्योत्कृष्टकालः .... ३३३
सर्वमार्गणाविषयकनानाजीवाश्रितकाल-
सप्राहकसप्तकुक्षिका ३३४
मार्गणासु सप्तानामुत्कृष्टरसस्य जघन्योत्कृष्ट-
बन्धकालः ३३६
„ सप्तानामनुत्कृष्टरसस्य „ ३३९
„ आयुष उत्कृष्टानुत्कृष्टरसयोः „ ३४२
ओघतोऽष्टानां जघन्याजघन्यरसबन्धयोः
जघन्योत्कृष्टकाल. ३४५
मार्गणासु सप्तानाम् जघन्यरसबन्धस्य „ ३४६
„ „ अजघन्यरसबन्धस्य „ ३५१
„ आयुष. जघन्यरसबन्धस्य „ ३५२
„ „ अजघन्य „ „ „ ३५३
कुक्षिकासप्तकप्रदर्शकं यन्त्रम् ३५४
नानाजीवाश्रितकालप्रदर्शकयन्त्राणि ३५५

❀ १६. अन्तरद्वारम् ❀

(नानाजीवानाश्रित्य)

ओघतोऽष्टानामुत्कृष्टानुत्कृष्टरसबन्धयोः
जघन्योत्कृष्टान्तरम् ....३५८
नानाजीवाश्रिताऽन्तरसप्राहकनियमत्रयम् ... ३५८
मार्गणासु सप्तानाम् उत्कृष्टरसबन्धस्य
जघन्योत्कृष्टान्तरम् ३६०
„ „ अनुत्कृष्टरसबन्धस्य „ ३६३
„ आयुषः उत्कृष्टरसबन्धस्य „ ३६५
„ „ अनुत्कृष्ट „ „ „ ३६६

| विषय | पृष्ठाङ्कः |
|---|---|
| ओघतोऽष्टानां जघन्याजघन्यरसबन्धयोः जघन्योत्कृष्टान्तरम् | ३६७ |
| मार्गणासु सप्तानाम् जघन्यरसबन्धस्य ,, | ३६८ |
| ,, ,, अजघन्य ,, ,, | ३७२ |
| ,, आयुष जघन्याजघन्यरसबन्धयोः ,, | ३७२ |
| नानाजीवाश्रिताऽन्तरप्रदर्शकयन्त्रकाणि ··· | ३७३ |

❀ १७. भावद्वारम् ❀

| | |
|---|---|
| ओघाऽऽदेशतोऽष्टानां कर्मणामुत्कृष्टादि-चतुर्विधरसबन्धे भावः ···· | ३७६ |

| विषयः | पृष्ठाङ्कः |
|---|---|
| भावप्रदर्शकयन्त्रम् ···· | ३७६ |

❀ १८. अल्पबहुत्वद्वारम् ❀

| | |
|---|---|
| ओघतः अष्टानामुत्कृष्टरसबन्धस्याल्पबहुत्वम् | ३७७ |
| मार्गणासु ,, ,, ,, | ३७७ |
| ओघतः अष्टानां जघन्यरसबन्धस्याल्पबहुत्वम् | ३७९ |
| मार्गणासु ,, ,, ,, | ३८० |
| अल्पबहुत्वप्रदर्शकयन्त्रकाणि ··· | ३८८ |


## ❀ द्वितीयो भूयस्काराधिकारः ❀

(पृष्ठ ३९१ तः ४४२)


| | |
|---|---|
| सत्पदादित्रयोदशद्वाराणां नामनिर्देशः | ३९१ |

❀ १. सत्पदद्वारम् ❀

| | |
|---|---|
| ओघतोऽष्टमूलकर्मणां भूयस्कारादिचतुर्विध-रसबन्धस्य सत्पदानि, तत्स्वरूपञ्च | ३९१ |
| मार्गणासु भूयस्कारादिरसबन्धस्य सत्पदानि " | ३९३ |
| भूयस्कारादिसत्पदप्रदर्शकं यन्त्रम् ··· | ३९५ |

❀ २. स्वामित्वद्वारम् ❀

| | |
|---|---|
| ओघतोऽष्टमूलप्रकृतीनां भूयस्कारादिरसबन्धस्वामी | ३९६ |
| मार्गणास्थानां ,, ,, ,, ···· | ३९७ |
| स्वामित्व-कालप्रदर्शकं यन्त्रम् ··· | ३९८ |

❀ ३. कालद्वारम् ❀

(एकजीवमाश्रित्य)

| | |
|---|---|
| ओघतो मार्गणासु चाष्टकर्मणां भूयस्कारादि-रसबन्धानां जघन्योत्कृष्टकाल. ··· | ३९९ |
| कालप्रदर्शक यन्त्रम् ···· | ३९८ |

❀ ४ अन्तरद्वारम् ❀

(एकजीवमाश्रित्य)

| | |
|---|---|
| ओघतोऽष्टमूलप्रकृतीनां भूयस्कारादिरस-बन्धानां जघन्योत्कृष्टान्तरम् | ४०१ |
| मार्गणासु सप्तानाममूयस्काराल्पतररसबन्धयो ,, | ४०२ |
| मार्गणासु सप्तानाम् अवस्थितरसबन्धस्य तत् | ४०३ |
| ,, ,, अवक्तव्य ,, ,, | ४०४ |
| ,, आयुष भूयस्कारादिचतुर्बन्धानां ,, | ४०६ |
| अन्तरप्रदर्शकं यन्त्रम् ··· | ४१२ |

❀ ५. भङ्गविचयद्वारम् ❀

| | |
|---|---|
| ओघतोऽष्टमूलकर्मणां भूयस्कारादिरसबन्धानां भङ्गविचयोत्पत्त्यर्थं ध्रुवाध्रुवपदानां प्रदर्शनम् | ४१४ |
| मार्गणासु सप्तानाम् अवक्तव्यरसबन्धस्य तत्प्रदर्शनम् | ४१४ |
| ,, , भूयस्काराऽल्पतरयो. ,, | ४१५ |
| ,, ,, अवस्थितस्य ,, | ४१५ |
| ,, आयुषः भूयस्कारादिचतुर्बन्धानां ,, | ४१६ |
| ध्रुवाध्रुवपदैः भङ्गोत्पादनाय करणम् ···· | ४१८ |
| भङ्गविचयप्रदर्शक यन्त्रम् ···· | ४१९ |

❀ ६. भागद्वारम् ❀

| | |
|---|---|
| ओघतोऽष्टानां भूयस्कारादिरसबन्धकभाग० | ४१९ |
| मार्गणासु सप्तानां ,, ,, ,, | ४२० |
| ,, आयुषः ,, ,, ,, | ४२२ |
| भागप्रदर्शकं यन्त्रम् ···· | ४२१ |

❀ ७.८. ९. परिमाण-क्षेत्र-स्पर्शनाद्वाराणि ❀

| | |
|---|---|
| ओघाऽऽदेशत. सप्तानाम् अवक्तव्यबन्धकानां परिमाणं, क्षेत्रं, स्पर्शना च — | ४२४ |

વિષય પૃષ્ઠાङ्कः

ઓઘાદેશતઃ સપ્તાનાં ભૂયસ્કારાલ્પતરાવસ્થિત-બન્ધકાનાં પરિમાણં, ક્ષેત્રં, સ્પર્શના ચ ૪૨૫

„ „ આયુષો ભૂયસ્કારાદિચતુર્બન્ધકાનાં પરિમાણં, ક્ષેત્રં, સ્પર્શના ચ .... ૪૨૭

પરિમાણ-ક્ષેત્ર-સ્પર્શનાપ્રદર્શકં યન્ત્રમ્ .... ૪૨૭

✽ ૧૦ કાલદ્વારમ્ ✽

(નાનાજીવાનાશ્રિત્ય)

ઓઘતઃ અષ્ટાનાં ભૂયસ્કારાદિબન્ધાનાં કાલઃ ૪૨૮

કાલોપપત્તૌ ષડ્ નિયમાઃ ૪૨૮

માર્ગણાસુ સપ્તાનાં ભૂયસ્કારાદિબન્ધાનાં કાલઃ ૪૨૯

„ આયુષો „ „ „ ૪૩૧

કાલપ્રદર્શકં યન્ત્રમ્ ૪૩૨

✽ ૧૧. અન્તરદ્વારમ્ ✽

(નાનાજીવાનાશ્રિત્ય)

વિષયઃ પૃષ્ઠાङ्कः

ઓઘતઃ અષ્ટાનાં ભૂયસ્કારાદિબન્ધાનામન્તરમ્ .... ૪૩૩

માર્ગણાસુ સપ્તાનાં „ „ „ .... ૪૩૩

„ આયુષઃ „ „ „ .... ૪૩૪

અન્તરપ્રદર્શકં યન્ત્રમ્ .... ૪૩૫

✽ ૧૨. ભાવદ્વારમ્ ✽

ઓઘાદેશતો ભૂયસ્કારાદિબન્ધે ભાવઃ .... ૪૩૫

ભાવપ્રદર્શકં યન્ત્રમ્ .... ૪૩૫

✽ ૧૩. અલ્પબહુત્વદ્વારમ્ ✽

ઓઘતઃ સપ્તાનાં ભૂયસ્કારાદિબન્ધકાનામલ્પબહુત્વમ્ ૪૩૬

„ આયુષઃ „ „ „ ૪૩૬

માર્ગણાસુ સપ્તાનાં „ „ „ ૪૩૭

„ આયુષઃ „ „ „ ૪૪૧

અલ્પબહુત્વપ્રદર્શકં યન્ત્રમ્ .... ૪૪૨


## ❁ તૃતીયઃ પદનિક્ષેપાધિકારઃ ❁

(પૃષ્ઠ ૪૪૩તઃ ૪૮૬)


સત્પદાદિત્રિદ્વારાણાં નામનિર્દેશઃ .... ૪૪૩

✽ ૧. સત્પદદ્વારમ્ ✽

ઓઘતો માર્ગણાસુ ચોત્કૃષ્ટપદે તથા જઘન્યપદે રસબન્ધવૃદ્ધિ-હાન્યવસ્થાનસત્પદપ્રદર્શનમ્ ૪૪૩

✽ ૨. સ્વામિત્વદ્વારમ્ ✽

ઓઘતો ઘાતિચતુષ્કસ્યોત્કૃષ્ટવૃદ્ધિસ્વામી .. ૪૪૪

ચતુઃસ્થાનિકરસબન્ધકસ્થાપનાપેક્ષયા યવચિત્રમ્ .... ૪૪૫

ઓઘતઃ ઘાતિચતુષ્કસ્યોત્કૃષ્ટહાનિસ્વામી .... ૪૪૬

„ „ „ અવસ્થાન „ .... ૪૪૭

ઓઘતઃ અઘાતિત્રયસ્ય ઉત્કૃષ્ટવૃદ્ધયાદિસ્વામી ૪૪૭

„ આયુષઃ „ „ „ ૪૪૯

માર્ગણાસુ અષ્ટાનામ ઉત્કૃષ્ટવૃદ્ધિસ્વામી ૪૪૯

„ „ „ હાન્યવસ્થાનસ્વામી .... ૪૫૧

ઓઘતો જઘન્યપદે વૃદ્ધયાદિસ્વામી .... ૪૫૭

માર્ગણાસુ „ આયુષ „ „ ૪૬૦

„ „ સપ્તાનાં „ „ ૪૬૧

✽ ૩. અલ્પબહુત્વદ્વારમ્ ✽

ઓઘતઃ ઉત્કૃષ્ટપદે અષ્ટાનાં વૃદ્ધયાદિબન્ધાનાં રસાલ્પબહુત્વમ્ ૪૬૮

માર્ગણાસુ સપ્તાનાં વૃદ્ધયાદિબન્ધાનાં „ „ ૪૬૯

„ આયુષઃ „ „ „ ૪૭૪

ઓઘતો જઘન્યપદેઽષ્ટાનાં રસાઽલ્પબહુત્વમ્ .... ૪૭૫

માર્ગણાસુ વેદનીયનામાયુષાં વૃદ્ધયાદિબન્ધાઽલ્પ ૪૭૫

„ ચતુર્ઘાતિગોત્રાણાં „ „ ૪૭૬

ઉત્કૃષ્ટપદે જઘન્યપદે ચ વૃદ્ધયાદીનાં સત્પદ-સ્વામિત્વા-ઽલ્પબહુત્વપ્રદર્શકયન્ત્રકાણિ ૪૮૧

## ❁ चतुर्थो वृद्धयधिकारः ❁

(पृष्ठ ४८७त ५०६)


| विषयः | पृष्ठाङ्क |
|---|---|
| सत्पदादित्रयोदशद्वारनामनिर्देश .... | ४८७ |
| ※ १. सत्पदद्वारम् ※ | |
| ओघतोऽष्टकर्मणां षड्वृद्धि-षड्हान्यवस्थिता-ऽवक्तव्यरूपचतुर्दशपदानां सत्पदप्रदर्शनम् | ४८७ |
| मार्गणासु तत्प्रदर्शनम् | ४८८ |
| ※ २त:१२.स्वामित्वद्वारतः भावद्वारपर्यन्तानि एकादशद्वाराणि ※ | |
| २. स्वामी, ३ एकजीवाश्रितकालः .... | ४९० |
| ४. एकजीवाश्रिताऽन्तरम् .... | ४९२ |
| ५ भङ्गविचयद्वारम्, ६ भागद्वारम् .... | ४९३ |
| ७.परिमाणम्, ८ क्षेत्रम् .... | ४९४ |
| ९. स्पर्शना .... | ४९५ |
| १०. नानाजीवाश्रितकालः .... | ४९६ |
| ११. नानाजीवाश्रिताऽन्तरम्, १२.भावद्वारम् " | ४९७ |
| ※ १३. अल्पबहुत्वद्वारम् ※ | |
| ओघतोऽष्टानां षड्वृद्धि-षड्हान्यवस्थिता-ऽवक्तव्यरसबन्धकानामल्पबहुत्वम् ... | ४९८ |
| मार्गणासु सप्तानां तदल्पबहुत्वम् .... | ४९९ |
| ,, आयुष. ,, ,, | ५०३ |
| अनन्तगुणवृद्धयादिचतुर्दशबन्धपदानां सत्पदद्वारत अल्पबहुत्वद्वारपर्यन्तानां त्रयोदशद्वाराणां यन्त्रकाणि .... .... | ५०५ |


## ❁ पञ्चमोऽध्यवसायसमुदाहारः ❁

(पृष्ठ५०७त. ५८४)


| विषयः | पृष्ठाङ्क |
|---|---|
| स्थानसमुदाहारादिद्वारनामनिर्देश तत्स्वरूपञ्च — | ५०७ |
| ★ १. अध्यवसायस्थानसमुदाहारः ★ | |
| अविभागादिचतुर्दशद्वारनामनिर्देश तत्स्वरूपं च ... | ५०७ |
| अध्यवसाय-तज्जन्यरसस्थानयोः कथं परस्परं नात्यन्तिकभेदः ? तत तयोरन्यतरस्य प्रधानभावेन कीदृशी विवक्षा इति निरूपणम् .... | ५०८ |
| १. अविभागप्ररूपणा .... | ५०८ |
| २. वर्गणाप्ररूपणा — | ५०९ |
| ३. स्पर्धकप्ररूपणा .... | ५१० |
| असत्कल्पनया स्पर्धकत्वघटना ... | ५११ |
| ४. अन्तरप्ररूपणा .... | ५११ |
| ५ स्थानप्ररूपणा .... | ५१२ |
| जघन्यरसबन्धस्थाने रसाविभागमाश्रित्य विशेषनिरूपणम् — | ५१२ |
| प्रदेशाग्रमाश्रित्य ,, — | ५१३ |
| तद्विशेषनिरूपणे षड् द्वाराणि ,, | ,, |
| तत्र तृतीयश्रेणिद्वारे त्रिविधो भागहारः | ,, |
| प्रथमाऽवस्थितभागहारेणाऽनन्तरोपनिधा | ५१४ |
| द्वितीयरूपोनभागहारेणाऽ- ,, ,, | ५१५ |
| तृतीयच्छेदभागहारेणाऽ- ,, ,, | ५१७ |
| द्वितीयद्विगुणहान्यां छेदभागहारेणाऽ,, | ५१८ |
| परम्परोपनिधया श्रेणिप्ररूपणा .... | ५१९ |
| इष्टद्विगुणहान्यां चयानयनार्थं करणम् .... | ५२० |
| प्रदेशाग्रमाश्रित्य विशेषनिरूपणे चतुर्थोऽपहारद्वारम् .... | ५२० |
| प्रदेशाग्रमाश्रित्या-ऽपहारप्ररूपणा संकलनार्थो करणम् ... .... | ५२१ |
| प्रथमवर्गणानिषेकप्रमाणेन सर्वद्रव्ये क्रियमाणे सार्धद्विगुणहानिनिषेकप्रमाण कथं भवतीति निरूपणम् ... | ५२१ |
| तत्सर्वगणितप्रक्रियाया असत्कल्पनया प्रदर्शनम् | ५२३ |
| कस्यां अपि द्विगुणहान्याः प्रथमवर्गणाप्रमाणेन सर्वदलिकाऽपहार. कियता कालेन भवतीति ज्ञापनार्थं करणम् — | ५२६ |

